# હવે શ્રાવક તથા ચોરાશી લક્ષ જીવાજોનીને

## ખમત ખામણા.

હમથી તુમથી દાનેશીયલે તપે ગુણે કરી અધીક છે. બે વખત આવશ્યક પ્રતિક્રમણનાં કરણહાર છે, મહિનામાં છછો પોસાનાં કરણહાર છે, નવ તત્વનાં જાણ છે, ત્રણ મનોરથનાં ચીતવનાર છે શ્રાવક એકવી-શ ગુણે કરી સહીત છે દુબલા પાતલા જીવની દયાનાં પાલનાર છે, પરધન પથર કરીને જાણે છે, પર સ્ત્રી બેન કરીને લેખે છે, દ્રઢ ધરમી પ્રીય ધરમી દેવતાનાં ડગાવ્યા ડગે નહિં કોઇનાં ચળાયા ચળે નહિં એવા શ્રાવકજી ને ભુજો ભુજો કરી ખમાવું છું. શ્રાવક શ્રાવીકાને ખમા વું છું. સમ્કિત દ્રષ્ટી જીવને ખમાવું છું. ઉપકારી બાઇ ભાઇને ખમાવું છું. ચોરાશી લક્ષ જીવાજોનીને ખમા-વું છું. સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપકાય, સા-ત લાખ તેવકાય, સાત લાખ વાઉકાય, દસ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિ કાય, બે લાખ બેરંદ્રિ, બે લાખ તેરંદ્રિ, બે લાખ ચો-રંદ્રિ, ચાર લાખ નારકી, ચાર લાખ ત્રીજંચ પચંદ્રિ, ચાર લાખ દેવતા, ચૌદ લાખ મનુષ્ય એ ચોરાશી લાખ જીવાજોનીના જીવની વીરાધના થઇ હોય તો તસ્સમિચ્છામિદુક્કડં. એક૦ કરોડ સાડીસત્તાણું લાખ કુલ કરોડના જીવને હાલતાં ચાલતાં ઉઠતાં બેસતાં જાણતાં અજાણતાં મહારે જીવે તમારે જીવે છેદ્યા હોય ભેદ્યા હોય તે તસમિચ્છામિદુક્કડં.

——(૦)——

# દરીયાપુરી સંધાડાને અનુસરીરે વાંદણાઓ લખી છે.

---

## વાંદણા ૧.

પેહેલી વાંદણા પંચમાહાવાદેહ ક્ષેત્રને વિશે જયવંતા જગતવાસ* તીર્થંકરદેવ બારાજે છે. ઊત્તકૃષ્ટા

*૧ શ્રી મંધાર સ્વામિ.
૨ શ્રી જુગમંધાર સ્વામિ.
૩ શ્રી બાહુ સ્વામિ.
૪ શ્રી સુબાહુ સ્વામિ.
૫ શ્રી સુજાત સ્વામિ.
૬ શ્રી સ્વયંપ્રભ સ્વામિ.
૭ શ્રી રૂષભાનન સ્વામિ.
૮ શ્રી અનંત વિરજ સ્વામિ.
૯ શ્રી સુરપ્રભ સ્વામિ.
૧૦ શ્રી વિશાળપ્રભ સ્વામિ.
૧૧ શ્રી વજ્જરધર સ્વામિ.
૧૨ શ્રી ચંદ્રાનન સ્વામિ.
૧૩ શ્રી ચંદ્રબાહુ સ્વામિ.
૧૪ શ્રી ભુજંગ સ્વામિ.
૧૫ શ્રી ઇશ્વર સ્વામિ.
૧૬ શ્રી નેમપ્રભ સ્વામિ.
૧૭ શ્રી વીરસેન સ્વામિ.
૧૮ શ્રી મહાભદ્ર સ્વામિ.
૧૯ શ્રી દેવ..સ સ્વામિ.
૨૦ શ્રી અજીતસેન સ્વામિ.

હોય તો એકસો ને સાઠ+ તીર્થંકર દેવ બીરાજે છે, તે સર્વેને મહારી તમારી સમે સમેની વાંદણા હુજો, તે સ્વામિ કહેવા છે. અનંતુ જ્ઞાન, અનંતુ દર્શન, અનંતુ ચારીત્ર, અનંતો તપ, અનંતો વીર્જ, અનંતી ધીરજ, એ છ ગુણે કરી સહિત ચોત્રીસ અતીશે કરી બીરાજયમાન છે, પાંત્રીસ વચન વાણીના ગુણે કરી સહિત, એક હજાર ને આઠ ઉત્તમ લક્ષણના ધણી ચોસઠ ઇંદ્રના પૂજયનિક, છકાયની રક્ષાના કરણ હાર, એવા તીર્થંકર દેવને માહારા તમારા જીવે અવિનય, અસાતના, અભકિત, અપ્રાધ કર્યો હોય તો મન વચન કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું ને વાંદણા શકારજો. તિખુત્તાનો પાઠ ત્રણવાર કેહેવો.

---

## વાંદણા. ૨.

બીજી વાંદણા જગન બે ક્રોડ કેવળી, ઉત્તકષ્ટા નવ ક્રોડ કેવળી તેમને કરૂં છું. તે કેહેવા છે. ચાર ગનઘાતીયાં કર્મ ખપાવ્યાં છે, ચાર બળી દોરડના આં-

---

+ પાંચ ભરત અને પાંચ ઇરવત એ દસે ક્ષેત્રમાં આ પાંચમા આરામાં તીર્થંકર હોય નહી તેથી હાલ પાંચમા આરામાં ઊત્તકષ્ટા તિર્થંકર હોય તો એકસો ને સાઠ હોય અને ચોથે આરે ઊત્તકષ્ટા તિર્થંકર એકસો ને સીતેર હોય. પણ હાલ રૂઢી પ્રમાણે આપણે પણ એકસો ને સાઠ તિર્થંકર દેવને વાંદણા કરવી.

બળા સમાન બાકી રહ્યા છે. ચઊદ રાજલોક આખા આંબળા પ્રમાણે દેખી રહ્યા છે, અનંતુ કેવળ જ્ઞાન છે. માહારા તમારા મનની વાત જાણી રહ્યા છે. તે કેવળી ભગવંતને માહારા તમારા સબંધી અવિનય અભક્તિ અશાતના થઇ હોય તો મન વચન કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું, વંદણા શીકારજો. ત્રિખુત્તાનો પાઠ ત્રણ વાર કહેવો.

---

## વાંદણા. ૩.

ત્રીજી વાંદણા અનંતા સિદ્ધ ભગવંતને કરૂં છું. તે કેવા છે, અષ્ટ કર્મ ખપાવી મુક્તિ ગયા છે. તે આઠ કર્મ કીયાં. ૧ જ્ઞાના વર્ણિ. ૨ દર્શના વર્ણિ. ૩ વેદની. ૪ મોહની. ૫ આયુષા. ૬ નામ કર્મ. ૭ ગોત્ર. ૮ અંત્રાય.

એ આઠે કર્મ ખપાવી મુક્તિ પોહોત્યા. સકળ કાર્ય સિદ્ધ થયાં. પંદરે ભેદે સિદ્ધ તે સિદ્ધ સિલ્લા કયાંહાં છે. પૃથ્વીથી સાતસેં નેવુ જોજન ઉંચા ચડીએ એટલે તારામંડળ આવે. ત્યાંહાંથી દસ જોજન ઉંચે સુરજનું વિમાન છે. ત્યાંથી એશી જોજન ઊંચે ચંદ્રમાનું વીમાન છે. તે ઉપર ચાર જોજન ઊંચે નક્ષત્રનાં વીમાન છે. ત્યાંહાંથી ચાર જોજન ઊંચે બુધનો તારો આવે. ત્યાંહાંથી ત્રણ જોજન ઊંચે સુક્રનો તારો આવે. ત્યાંથી ત્રણ જોજન ઊંચે બૃહસ્પતિનો તારો આવે. ત્યાંહાંથી ત્રણ જોજન ઊંચે મંગળનો

તારો આવે. ત્યાંહાંથી ત્રણ જોજન ઊંચે શનિશ્ચરનો તારો આવે. એ નવસેં જોજન સુધી જયોતિષ ચક્ર છે. તે ઉપરાંત અસંખ્યાતિ જોજનની ક્રોડાણુ ક્રોડી ઊંચે ચડીએ, ત્યારે પેહેલું સુધર્મા અને બીજું ઇશાનનામા દેવલોક છે. તે એકેકું અર્ધચંદ્રમાને આકારે એટલે બે મળીને પૂર્ણ ચંદ્રમાને આકારે છે. પેહેલામાં બત્રીસ લાખ વીમાન છે. બીજામાં અઠાવીશ લાખ વીમાન છે. ત્યાંહાંથી અસંખ્યાતા જોજન ઉપર ત્રીજું સનંતકુમાર અને ચોથું મહાયેંદ્ર એ બે દેવલોક છે. તે બે મળી પૂર્ણ ચંદ્રને આકારે છે. ત્રીજામાં બાર લાખ અને ચોથામાં આઠ લાખ વીમાન છે તે ઉપર અસંખ્યાત જોજન ઉંચે જવાથી પાંચમું બ્રહ્મદેવલોક છે. તે ચંદ્રમાને આકારે છે તેમાં ચાર લાખ વીમાન છે. તે ઉપર અસંખ્યાત જોજન ઊંચે જાય તો છઠું લંતક નામે દેવલોક આવે તે ચંદ્રમાના આકારે છે. તેમાં પચાસ હજાર વીમાન છે. ત્યાંહાંથી અસંખ્યાત જોજન ઊંચે જાય તો સાતમું માહાશુક્રનામા દેવલોક આવે તે ચંદ્રને આકારે છે. તેમાં ચાલીસ હજાર વીમાન છે. ત્યાંહાંથી અસંખ્યાત જોજન ઊંચે જાય તો આઠમું સહસારનામા દેવલોક આવે તે ચંદ્રને આકારે છે. તેમાં છ હજાર વીમાન છે. ત્યાંહાંથી અસંખ્યાત જોજન ઊંચે જાય તો નવમું આણત અને દશમું પાણત એ બે દેવલોક જોડાજોડ છે. તે બંનેમાં મળી ચારસેં વીમાન છે, ને તે બંને મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે. ત્યાંહાંથી અસંખ્યાત જોજન ઊંચે જાય તો અગીયારમું આરણ અને બારમું

અચ્યુત એ બંને દેવલોક જોડાજોડ છે. એ બે મળી પૂર્ણ ચંદ્રને આકારે છે, તેમાં ત્રણસેં વીમાનો છે. ત્યાંથી અસંખ્યાત જોજન ઉપર નવનગ્રીવેગ છે. ત્યાંથી અસંખ્યાત કોડાણુકોડ જોજન ઊંચે જાય તો પાંચ અનુત્તર વીમાન આવે તેમાં ૧ વાજય, ૨ વીજયંત, ૩ જયંત, ૪ અપ્રાજીત, ૫ સ્વાર્થસિદ્ધ એ સ્વાર્થસિદ્ધ વીમાનની ધજા પતાકા થકી ચાર જોજન ઊંચે જાય તો સિદ્ધસિદ્ધા છે, તે સિદ્ધસિદ્ધા કેવી છે. પિસ્તાળીસ લાખ જોજનની લાંબી પોહોળી છે. તે મધે આઠ જોજન જાડી છે. ઉતરતા છેડે માખીની પાંખ કરતાં પાતળી છે. ઉજળી ગોખીર, સંખ, ચંદ્ર, અંકરત્ન, રૂપાના પટ, મોતીના હાર, ખીરસાગરના પાણી થકી પણ ઘણી ઉજળી છે, ફૂટકઅરજન મેરૂમય સોનાનાં પતરાં સમાન ગઠારી મઠારી સાફ સોનાનાં પતરાં થકી પણ ઉજળી છે. તેની ફરતી પરધી ૧,૪૨,૩૦,૨૪૯ જોજનથી ઝાઝી છે. તે સિદ્ધસિદ્ધા ઉપર એક જોજનના છેલ્લા ગાઉના છઠ્ઠા ભાગને વિષે સિદ્ધ ભગવંત બીરાજે છે. તેને જન્મ નથી, જરા નથી, દુઃખ નથી, દળદર નથી, ભુખ નથી, ભાવટ નથી, શોગ નથી, સંતાપ નથી, અનંત સુખની લેહેરમાં બીરાજે છે. તે સ્વામિજીને આહુરી તમારી વાંદણા તિખ્ખુત્તોનો પાઠ ત્રણવાર ભણીને ભુજોભુજો કરીને હજો.

---

## વાંદણા ૪.

ચોથી વાંદણા મહારા તમારા ધર્માચાર્ય, આચાર્ય, ઉપાધિયા, ધર્મશીમુનીના સંઘાડામાંહે સાધ સાધવિ ગામે નગ્રે બીરાજે છે. તે સાધૂ મુનીરાજ કેવા છે, મહા પુરૂષ પંડિત રાજ્ય, બહુ સૂત્રી, સૂત્ર સિદ્ધાંતના પારગામિ, કલ્પવૃક્ષ સમાન, સફરી ઝાઝ સમાન, તરણ તારણ (નાવ) સમાન, જીન સાસનના સણગાર, ધર્મના નાયક, સંઘના મુખી, બ્રહ્મચર્યના પાલણહાર, કંચન ને કામ્યનીના ત્યાગી, માહા વૈરાગી દસ વિધિ પ્રકારે સાધધર્મના પાલણહાર, બાવીશ પરીશાના વેઠણહાર, પંચ મહાવર્ત અને ચોખા ચારિત્રના પાલણહાર, છનું દોષ રહિત અહાર પાણીના લેવણહાર એવા અનેક ગુણે કરી સહિત એવા સાધૂને મહારી તમારી તિખ્ખુત્તોનો પાઠ ત્રણ વાર ભણી વાંદણા કરૂં છું તે શીકારજો. અને તેમને અવિનય, અભક્તિ, અશાતના કરી હોય તો ભુજોભુજો કરી ખમાવું છું.

---

## વાંદણા ૫.

પાંચમી વાંદણા જગન બે હજાર ક્રોડ સાધૂને ઉત્તકષ્ટા નવ હજાર ક્રોડ સાધૂને, તે સાધૂ મુનિરાજ કેવા છે. છ કાયના પીયર, છ કાયના રખોપાના કરણહાર, સાત ભય રહિત તથા સાત વ્યસનના ટાલણહાર, આઠ મદના ટાલણહાર, પાંચ સમતે સમતા ત્રણ ગુ-

પતે ગુપતા એ આઠ પરવચન માતાના પાલણહાર, બારે ભેદે તપસ્યાના કરણહાર, સતરે ભેદે સંયમના પાલણહાર, વિસ અસમાધિના ટાલણહાર, એકવીસ સબળા દોષના ટાલણહાર, પચીશ પ્રકારની ભાવનાના ભાવનાર, બાવન અણાચારના ટાળનાર, સત્તાવીશ ગુણે કરી સહિત એવા અનેક ગુણે સહિત એવા સાધૃ અઢી દ્વિપ ને પંદર ક્ષેત્રમાં વીચરે છે તે સર્વેને તિખુત્તાનો પાઠ ત્રણવાર ભણીને વાંદણા કરૂં છું, અને તેમને અવિનય અભક્તિ અસાતના થઈ હોય તો ભુજો ભુજો કરી ખમાવું છું.

---

વાંદણા ૬.

છઠ્ઠી વાંદણા શ્રાવક શ્રાવિકાને ખમાવું છું, દાનના દેનારને ખમાવું છું, શીઅળ સમકીતના પાળનારને ખમાવું છું, ધર્મનો રૂડો મારગ જાણનારને ખમાવુંછું, માહરાથી મોહોટા તથા માહરી બરોબરીનાને તથા માહારાથી નાહાનાને ખમાવું છું, સર્વ પ્રાણી માત્રને ખમાવું છું, સાત લાખ પૃથ્વીકાય સાત લાખ અપકાય સાત લાખ તેઉકાય સાત લાય વાઉકાય દશ લાખ પ્રત્યક્ષ વનસ્પતિ કાય ચૌદ લાખ સાધારણ વનસ્પતિ કાય બે લાખ બેઇંદ્રી બે લાખ તેઇંદ્રી બે લાખ ચૌઇંદ્રી ચાર લાખ નારકી ચાર લાખ તીર્યંચ પંચેંદ્રી ચાર લાખ દેવતા અને ચઉદ લાખ મનુષ્યની એમ ચોરાશી લાખ જીના યોનીને તથા હાલતા ચાલતા

ઉઠતાં બેસતાં જીવને પરીતાપના પીડા કરી હોય તેમ કોઇ પ્રાણી જીવની પાંખ દુખાણી હોય તો માહારે તમારે મિચ્છામિદુક્કડં.

(હવે બેવાર ખમાસમણું કેહેવું.)

(ઇતિશ્રી ચોથુ પડિક્કમણા આવશ્યક સંપૂર્ણ.)

---

## પહેલા ખામણા અરિહંતને.

પહેલા ખામણા પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે જયવંતા તિર્થંકર દેવ બિરાજે છે તેહના નામ ૧ શ્રી સીમંધર સ્વામિ, ૨ શ્રી જુગમંધર સ્વામિ, ૩ શ્રી બાહુસ્વામિ, ૪ શ્રી સુબાહુસ્વામિ, ૫ શ્રી સુજાતસ્વામિ, ૬ શ્રી સ્વયંપ્રભસ્વામિ, ૭ શ્રી રેખભાનનસ્વામિ, ૮ શ્રી અનંત વીરજસ્વામિ, ૯ શ્રી સુરપ્રભસ્વામિ, ૧૦ શ્રી વિશાળપ્રભસ્વામિ, ૧૧ શ્રી વજધરસ્વામિ, ૧૨ શ્રી ચંદ્રાનનસ્વામિ, ૧૩ શ્રી ચંદ્રબાહુસ્વામિ, ૧૪ શ્રી ભુજંગસ્વામિ, ૧૫ શ્રી ઇશ્વરસ્વામિ, ૧૬ શ્રી નેમપ્રભસ્વામિ, ૧૭ શ્રી વિરસેનસ્વામિ, ૧૮ શ્રી મહાભદ્રસ્વામિ, ૧૯ શ્રી દેવજસસ્વામિ, ૨૦ શ્રી અજીતસેનસ્વામિ, એ-જઘન્ય તીર્થંકર વીસ, ઉતકૃષ્ટા હોય તો એકસોને સાઠ તથા વર્તમાન કાળે જે વીચરતા હોય તેમને મારી તમારી સમય સમયની વંદણા હોજો તે સ્વામિ કેવા છે, મારા તમારા મનની વાત જાણી રહ્યા છે, ઘટ ઘટની વાત જાણી રહ્યા છે, સમય સ-

મધની વાત જાણી રહ્યા છે, ચઉદ રાજલોક અંજળી પરમાણે જાણી દેખી રહ્યા છે, અનંતો જ્ઞાન છે. અનંતો દર્શન છે, અનંતો ચારિત્ર છે, અનંતે તપ છે, અનંતો ધીરજ છે, અનંતો વીરજ છે, એ ખટ ગુણે કરી સહિત છે, ૧ ચોત્રીશ પ્રકારના અતિશયે કરી બીરાજમાન છે. ૨ પાંત્રીશ પ્રકારની સત્ય વચન વાણીના ગુણે કરી સહિત છે, એક હજાર અષ્ટ ઉત્તમ લક્ષણે કરી સહિત છે, ૩ અઢારદોષ રહિત છે, ૪ બારગુણે કરી સહિત છે, ચાર કરમઘન ઘાતી ક્ષય કીધા છે, ચાર કરમ પાતળા પાડયા છે, મુગતી જવાના કામી થકી વીચરે છે, ભવ્ય જીવના સંદેહ ભાગે છે, સંજોગી, સશરીરી, કેવળજ્ઞાની, કેવળદર્શની, જથાખ્યાત ચારીત્રના ધરણહાર છે, ક્ષાયક સમકિત, શુકળધ્યાન, શુકળલેસ્યા, શુભધ્યાન, શુભજોગ, ચોસઠ ઇંદ્રના પુજનીક, વંદનીક, અરચનીક છે, પંડિત, વીરજ, એ આદિ અનંત ગુણે કરી સહિત છે, ધન તે, ૧ ગામાગાર, ૨ નગર, ૩ નીગમ, ૪ રાયહણી, ૫ ખેડ, ૬ કવડ, ૭ મંડપ, ૮ દોણાઝેહ, ૯ પુરપાટણ, ૧૦ આસમ, ૧૧ સબાહ, ૧૨ સનીવેસ, જીહાં જીહાં સ્વામિ દેશના દેતા થકા વિચરતા હશે, ધન તે, ૧૩ રાઇસર, ૧૪ તલવર, ૧૫ માંડબી, ૧૬ કોડંબી, ૧૭ શેઠ, ૧૮ સેનાપતિ, ૧૯ ગાથાપતિ, સ્વામિની, દેશના સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે, દર્શન દિદાર કરી નેત્ર પવિત્ર કરતા હશે, અસ્નાદિક ચોદ પ્રકારનું દાન દઇ કર પવિત્ર કરતા હશે, તમે સ્વામિ તિહાં બિ-

રાજો છો, હું અપરાધી, દીન, કીંકર, ગુનાહીત ઇહા બેઠો છું, તમારા જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપ સંબંધી, અવિનય, આસાતના અભક્તિ, અપરાધ, કર્યો હોય તે મને, વચને અને કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવુ છું. ૧ ( આંહી તિખુત્તોનો પાઠ ત્રણવાર ભણી વંદણા કરી ખમાવવું. )

---

## બીજા ખામણા સિદ્ધ ભગવંતને.

બીજા ખામણા અનંતા સિદ્ધ ભગવંતજીને કરૂં છું. આ ચોવીશીનાં નામ કહું છું. ૧ શ્રી વૃષભદેવ સ્વામિ, ૨ શ્રી અજીતનાથ સ્વામિ, ૩ શ્રી સંભવનાથ સ્વામિ, ૪ શ્રી અભીનંદન સ્વામિ, ૫ શ્રી સુમતિનાથ સ્વામિ, ૬ શ્રી પદમપ્રભ સ્વામિ, ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામિ, ૮ શ્રી ચંદ્રપ્રભ સ્વામિ, ૯ શ્રી સુવીધિનાથ સ્વામિ, ૧૦ શ્રી સીતળનાથ સ્વામિ, ૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામિ, ૧૨ શ્રી વાસુપુજય સ્વામિ, ૧૩ શ્રી વીમળનાથ સ્વામિ, ૧૪ શ્રી અનંતનાથ સ્વામિ, ૧૫ ધરમનાથ સ્વામિ, ૧૬ શ્રી સાંતીનાથ સ્વામિ, ૧૭ શ્રી કુંથુનાથ સ્વામિ, ૧૮ શ્રી અરનાથ સ્વામિ, ૧૯ શ્રી મલ્લીનાથ સ્વામિ, ૨૦ શ્રી મુનીસુવ્રત સ્વામિ, ૨૧ શ્રી નમીનાથ સ્વામિ, ૨૨ શ્રી નેમનાથ સ્વામિ, ૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામિ, ૨૪ શ્રી મહાવીર સ્વામિ, એ ચોવીસ અનંતો ચોવીસી અનંતે ભેદે સીઝી બુઝી આઠ કર્મ ક્ષય કરી મોક્ષ પંહોચ્યા છે, તે આઠ કર્મના નામઃ-૧ જ્ઞાનાવર્ણી, ૨ દ-

ર્શનાવર્ણી, ૩ વેદની, ૪ મોહની, ૫ આઊખું, ૬ નામ, ૭ ગોત્ર, અને ૮ અંતરાઇ, એ આઠ કર્મ ક્ષય કરી મુક્તિ સલ્યાએ પહોંચ્યા છે, તે મુક્તિસલ્યા કીંહાં છે; સમ પૃથ્વીથી સાતસેંહ નેવું જોજન ઊંચપણે તારામંડળ છે, તીહાંથી દશ જોજન ઊંચપણે સુરજનું વીમાન છે, તીહાંથી એશી જોજન ઊંચપણે ચંદ્રમાનું વિમાન છે, તીહાંથી ચાર જોજન ઊંચપણે નક્ષત્રનાં વિમાન છે, તીહાંથી ચાર જોજન ઊંચપણે બુધનો તારો છે, તીહાંથી ત્રણ જોજન ઊંચપણે શુક્રનો તારો છે, તીહાંથી ત્રણ જોજન ઊંચપણે બ્રહસ્પતિનો તારો છે, તીહાંથી ત્રણ જોજન ઊંચપણે મંગળનો તારો છે, તીહાંથી ત્રણ જોજન ઊંચપણે શનિશ્વરનો તારો છે, એમ નવસેંહ જોજન લગી જ્યોતિષ્ય ચક્ર છે, તીહાંથી અસંખ્યાતા જોજન કોડાકોડી ઊંચપણે પેહેલું સુધર્મા અને બીજુ ઇશાન નામે દેવલોક છે; એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે; બે મળી પુર્ણ ચંદ્રમાને આકારે છે; પેહેલામાં બત્રીશ લાખ અને બીજામાં અઠાવીશ લાખ વીમાન છે, તે દરેક દેવલોકના સત્તાવીસસેંહ જોજનના ભોંયતલીયાં અને પાંચસેંહ જોજનના મેહેલ છે, તેમાં અસંખ્યાતા દેવ દેવીઓ છે, તેમની લંબાઇ સાત હાથની છે, આઉખું ઉત્કૃષ્ટું બે સાગરનું છે. બે હજાર વરસે આહારની ઇચ્છા ઉપજે; તીહાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે ત્રીજું સનતકુમાર અને ચોથું માહેંદ્ર નામે દેવલોક છે, એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પુર્ણ ચંદ્રમાને આકારે છે, ત્રીજામાં બાર લાખ

અને ચોથામાં આઠ લાખ વિમાન છે, તે દરેક દેવલો-કના છવીસસેંહ જોજનના ભોંય તલીયા અને છસેંહ જોજનના મેહેલ છે, તેમાં અસંખ્યાતા દેવતા છે, તેમની છ હાથની ઊંચાઇ છે, ઉત્કૃષ્ટું સાત સાગરનું આઉખું છે, સાત હજાર વરસે આહારની ઇચ્છા ઉપજે, તીહાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે પાંચમું બ્રહ્મલોક નામે દેવલોક છે, તે એકીલું પુર્ણ ચંદ્રમાને આકારે છે, તેમાં ચાર લાખ વિમાન છે, તેના પચીસસેંહ જોજનના ભોંયતળીયાં અને સાતસેંહ જો-જનના મેહેલ છે તેમાં અસંખ્યાતા દેવતા છે તેમની પાંચ હાથની ઊંચાઈ છે, ઉત્કૃષ્ટું દશ સાગરનું આ-ઉખું છે. તીહાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે છઠું લંતક નામે દેવલોક છે એકીલું પુર્ણ ચંદ્રમાને આકારે છે, તેમાં પચાસ હજાર વિમાન છે તેના પચીસસેંહ જોજનના ભોંયતળીયાં અને સાતસેંહ જોજનના મેહેલ છે, તેમાં અસંખ્યાતા દેવતા છે, તેમની પાંચ હાથની ઊંચાઇ છે, ઉત્કૃષ્ટું ચૌદ સાગરનું આઉખું છે, તીહાં થી અસંખ્યાતા જોજન ઊંચપણે સાતમું મહાશુક્ર નામે દેવલોક છે, એકીલું પુર્ણ ચંદ્રમાને આકારે છે, તેમાં ચાળીસ હજાર વિમાન છે, તેના ચોવીસસેંહ જોજનના ભોંયતળીયાં અને આઠસેંહ જોજનના મેહેલ છે, તેમાં અસંખ્યાતા દેવતા છે તેમની ચાર હાથની ઊંચાઇ છે, ઉત્કૃષ્ટું સતર સાગરનું આઉખું છે. તી-હાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે આઠમું સહસ્સાર નામે દેવલોક છે એકીલું પુર્ણ ચંદ્રમાને આકારે છે,

તેમાં છ હજાર વિમાન છે, તેના ચોવીસસેંહ જોજનના ભોંયતળીયાં અને આઠસેંહ જોજનના મેહેલ છે, તેમાં અસંખ્યાતા દેવતા છે તેમની ચાર હાથની ઊંચાઇ છે, તીહાંથી અસંખ્યાતા ઊંચપણે નવમું આણત અને દસમું પ્રણિત નામે દેહલોક છે એ બે જોડા જોડ છે એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પુર્ણ ચંદ્ર માને આકારે છે, તે બંનેમાં મળી ચારસેંહ વિમાન છે, તીંહાથી અસંખ્યાતા જોજન ઊંચપણે અગિયારમું આરણ અને બારમું અચ્યુય નામે દેવલોક છે, એ બે જોડાજોડ છે, એકેકું અર્ધ ચંદ્રમાને આકારે છે, બે મળી પૂર્ણ ચંદ્રમાને આકારે છે; તે બંનેમાં મળી ત્રણસેંહ વિમાન છે, તીહાં બેઊ જોડાના વિમાનના તેવીસહેં જોજનના ભોંય તળીયાં અને નવસેંહ જોજનના મેહેલ છે, અને ત્રણ હાથની અવઘણા છે, તીંહાંથી અસંખ્યાતા જોજન ઊંચપણે નવગ્રીવેગ છે,તેના નામ, ૧ ભદ્દે, ૨ સુભદ્દે, ૩ સુજાએ,૪ સુમાણસે, ૫ પ્રીયદંસણે,૬ સુંદસણે, ૭ આ મોહે ૮ સુપડી બુદ્ધે, અને ૯ જસોધરે, પેહેલી ત્રીકમાં એકસો અગિયાર વિમાન છે, બીજી ત્રીકમાં એકસો સાત વિમાન છે, ત્રીજી ત્રીકમાં એકસો વિમાન છે, અને દેવતાની અવઘેણા બે હાથની છે તેના બાવીસ સેંહ જોજનના ભોંયતળીયાં અને એક હજાર જોજનના મેહેલ છે, તીહાંથી અસંખ્યાતા જોજન ઊર્ધ ઊંચપણે પાંચ અનુત્તર વિમાન છે, તેના નામ:—૧ વીજય, ૨ વીજયંત, ૩ જયંત, ૪ અપરાજીત, અને ૫

સર્વાર્થ સિદ્ધ: તેના એકવીસેંહુ જોજનના ભોંયતળીયાં અને અગિઆરસેંહુ જોજનના મેહેલ છે, સઘળાં મળી કુલ વિમાન ૮૪૯૭૦૨૩ છે. તે સર્વાર્થસિદ્ધ વિમાનની ધજા થકી બાર જોજન ઉંચપણે મુક્તિ સલ્યા છે. તે મુક્તિ સલ્યા કેવી છે, મધ્યે પીસ્તાળીસ લાખ જોજનની, લાંબી પોહોળી, ગોળાકારે છે મધ્યે આઠ જોજનની જાડી છે. ઉતરતાં છેડે માખીની પાંખ થકી પાતળી છે, ઊજળી, ગોખીર, શંખ, ચંદ્ર, અંક, રત્ન, રૂપાનો પટ, મોતીના હાર, અને ક્ષીર સાગરના પાણી થકી આધક અધિક ઊજળી છે. તે સિદ્ધ સલ્યા ઉપર એક જોજન ઊંચપણે છેલા ગાઉના છઠ્ઠા ભાગને વિષે સિદ્ધ ભગવંતજી બીરાજી રહ્યા છે, તે સ્વામિ કેવા છે, અવરણે, અગંધે, અરસે, અફાસે, અમુરતી, અવિનાશી, ભુખ નહિ, દુઃખ નહિ, રોગ નહિ, સોગ નહિ, જન્મ નહિ, જરા નહિ, મરણ નહિ, કાયા નહિ, કર્મ નહિ, અનંત અનંત સુખની લેહેરમાં બીરાજી રહ્યા છે, તમે સ્વામિ ત્યાં બીરાજો છો હું અપરાધી, હીન, કીંકર, ગુનાહીત ઇહાં બેઠો છું તમારા જ્ઞાન, દર્શન, સબંધી અવિનય, અસાતના, અભક્તિ. અપરાધ કર્યો હોય તે મન, વચન, અને કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું ૨ (આંહી ત્રણવાર તીખુત્તાનો પાઠ ભણી વંદના કરી ખમાવવું.)

---

## ત્રીજા ખામણા.

ત્રીજા ખામણા, પંચ મહા વિદેહ ક્ષેત્રને વિષે જયવંતા કેવળી ભગવાન બીરાજે છે, તે જઘન્ય બે ક્રોડ કેવળી ઉતકૃષ્ટા હોય તો પ્રત્યેક ક્રોડ કેવળી તે સ્વામિ કેવા છે, મારા તમારા મનની વાત જાણી રહ્યા છે ચૌદરાજ લોક અંજલી પ્રમાણે જાણી દેખી રહ્યા છે, અનંતો જ્ઞાન છે, અનંતો દર્શન છે, અનંતો ચારિત્ર છે, અનંતો તપ છે, અનંતો ધીરજ છે, અનંતો વીરજ છે, એ ખટ ગુણે કરી સહીત છે, ચાર કર્મ ઘનઘાતી ક્ષય કર્યા છે, ચાર કર્મ પાતલા પાડયા છે મુક્તિ જવાના કામી થકા વિચરે છે, ભવ્ય જીવના સંદેહ ભાંગે છે, સંજોગી, સશરીરી, કેવળજ્ઞાની, કેવળ દર્શની, જથાખ્યાત ચારિત્રના ધરણહાર છે, ક્ષાયક સમકિત, સુકળધ્યાન, સુકળલેસ્યા, શુભ ધ્યાન, શુભ જોગ, પંડીત, વીરજ, એ આદિ અનંત ગુણે કરી સહિત છે, ધન્ય તે ગામાગર, નગર, નીગમ, રાયહણી, ખેડ, કવડ, મંડપ, દોણમુહ, પુરપાટણ, આસમ, સંબાહ સનીવેસ, જીહાં જીહાં સ્વામિ દેશના દેતા થકા વિચરતા હશે, ધન તે રાઇસર. તલવર, માડંબી, કોડંબી, શેઠ, સેનાપતિ, ગાથાપતિ સ્વામિની, દેશના સાંભળી, કર્ણ પવિત્ર કરતા હશે, દર્શન દિદાર કરી નેત્ર પવિત્ર કરતા હશે, અસ્નાદિક ચૌદ પ્રકારનું દાન દેઇ કર પવિત્ર કરતા હશે, તમે સ્વામિ તીહાં બીરાજો છો, હું અપરાધી દીન, કીંકર, ગુનાહિત,

ઇહાં બેઠો છું તમારા જ્ઞાન દર્શન, ચારિત્ર, તપ સંબંધી, અવિનય, આસાતના, અભક્તિ, અપરાધ, કર્યા હોય તે, મન, વચન, અને કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું ( આંહી તીખુત્તોનો પાઠ ત્રણવાર ભણી વંદના કરી ખમાવવું )

---

## ચોથા ખામણા.

ચોથા ખામણા પંચ ભરત, પંચ ઇરવત, પંચ મહાવીદેહ, અઢીદ્વીપ ક્ષેત્રને વિષે, ગણધર બાવન ગુણે કરી સહીત છે, આચાર્યજી છત્રીસ ગુણે કરી સહીત છે, ઉપાધ્યાયજી પચીસ ગુણે કરી સહીત છે, સાધુ સાધવી સત્યાવિસ ગુણે કરી સહીત તે, તેજઘન્ય હોય તો બે હજાર ક્રોડ સાધુ સાધવી, ઉતકૃષ્ટ હોય તો પ્રત્યેક હજાર ક્રોડ સાધુ સાધવી, બીરાજતા હોય તેમને મારી સમય સમયની વંદણા હોજો, તે સ્વામિ કેવા છે, પંચ મહાવ્રતના પાલણહાર, પાંચ સુમતિએ સુમતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા, છ કાયના પીયેર, છ કાયના નાથ, સાત ભયના ટાળણહાર, આઠમદના ગાલણહાર, નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલણહાર, દશ વિધયતિ ધર્મના અજવાલીક, અગિયાર શ્રાવકની અને બાર ભિખુની પડિમાના જાણ, બાર ભેદે તપસ્યાના કરણહાર, સતર ભેદે સંયમના ધરણહાર, વીશ અસમાધિના ટાલનહાર, બાવિસ પરિસહના જીતણહાર, સત્યાવિસ સાધુજીના ગુણે કરી સહીત, તેત્રીશ આસાતનાના ટાલનહાર,

બેંતાળીસ તથા છનું દોષ રહિત આહાર પાણીના લેવણહાર, બાવન અનાચીરણના ટાળણહાર, સચેતના ત્યાગી, અચેતના ભોગી, કંચનકામનિના ત્યાગી માયા મમતાના ત્યાગી, સમતાના સાગર, દયાના આગર, આદિ આદિ અનેક શુભગણે કરી સહિત છે, ધન તે ગામ, નગર, પુર, પાટણ, તમે સ્વામિ તીહાં બીરાજો છો, હું અપરાધી, દીન, કીંકર, ગુનાહીત, ઇહાં બેઠો છું, તમારા જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપ સંબધી અવિનય, આસાતના, અભક્તિ, અપરાધ કર્યો હોય તે મન, વચન, અને કાયાએ, કરી ભુજો ભુજો કરી ખમાવું છું ( આંહીં તીખુત્તાનો પાઠ ત્રણવાર ભણી વંદના કરી ખમાવવું. )

---

## પાંચમા ખામણા.

( ગુર્વાદિકને ખમાવવા વિષેનો )

પાંચમા ખામણા મહારા તમારા ધર્મ ગુરૂ ધર્મ આચાર્ય, ધર્મ ઉપદેશના દાતાર, મહાપુરૂષ, પંડીતરાજ, મુનીરાજ, ગીતાર્થ, બાહુ સુત્રી, સુત્ર સિદ્ધાંતના જાણ. તરણ તારણ, તારણી નાંવા સમાન, સફરી જહાજ સમાન, કલ્પવ્રક્ષ સમાન, જીન સાસનના સણગાર, ધર્મના અગ્રેસર, સંઘના મુખી, અને સંઘના નાયક એહવી એહવી અનેક શુભોપમાએ કરી બિરાજમાન હતા પુજયજી સાહેબજી શ્રી ૧૦૦૭

સ્વામિજી આદિ ઘણા ઘણા સાધુ સાધ્વીજી આ-લોઇ પડિક્કમી નિંદી નીસલ્ય થઇ પાચે દેવગતિએ પધારયાં છે, તેમનો ઘણો ઘણો ઊપકાર છે, આજ ચાલતા વર્તમાનકાળે તરણ તારણ, તારણી નાવા સમાન, રત્ન ચિંતામણી સમાન. પારશ્વમણી સમાન, જીન સાસનના શિણગાર, સાધુજીના સકળ ગુણે કરી બીરાજમાન પુજ્યજી સાહેબજી શ્રી ૧૦૦૭

સ્વામિજી આદિ ગુર્વાદિકની આજ્ઞા પ્રમાણે જ્યાં જ્યાં સાધુ સાધ્વીજી વીચરે છે, તે સ્વામી કેવા છે, પંચ મહા વ્રતના પાલણહાર, પાંચ સુમતિએ સુમતા, ત્રણ ગુપ્તીએ ગુપ્તા, છકાયના પીયેર, છકાયના નાથ, સાત ભયના ટાળણહાર, આઠ મદના ગાલણહાર, નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલણહાર, દશ વિધ યતિ ધર્મના અજવાલીક, બાર ભેદે તપસ્યાના કરણહાર, સતરભેદે સંયમના ધરણહાર, બાવીસ પરીસહના જીતણહાર, સત્યાવિસ સાધુજીના ગુણે કરી સહીત, બેંતાળીસ તથા છનું દોષ રહીત આહાર પાણીના લેવણહાર, બાવન અનાચીરણના ટાલણહાર, સચેતના ત્યાગી, અચેતના ભોગી, કંચન કામનિના ત્યાગી, માયા મમતાના ત્યાગી, સમતાના સાગર, દયાના આગર, આદિ આદિ અનેક શુભોપમાએ કરી સહીત છે, ધન તે ગામ, નગર, પુર, પાટણ, તમે સ્વામિ તીંહાં બીરાજો છો, હું અપરાધી, દીન, કીંકર, ગુનાહિત, ઇહાં બેઠો છું, તમારા જ્ઞાન, દર્શન, ચારીત્ર અને તપ સબંધી અવિનય આસાતના અ-

ભક્તિ, અપરાધ કર્યા હોય, તે મન, વચન, અને કાયાએ કરી ભુજો ભુજો કરી ખમાવું છું.

( આંહી તીખુત્તાનો પાઠ ત્રણવાર ભણી વંદના ) કરી ખમાવવું. )

---

## છઠ્ઠા ખામણા.

છઠ્ઠા ખામણા અઢી દવીપ માહેના અને અઢી દવીપ બહારના અસંખ્યાતા શ્રાવક શ્રાવિકાને કરૂં છું, તે શ્રાવકજી કેવા છે, સમકીત સહીત બાર વૃતધારી અગીઆર પડિમાનાં સેવણહાર જીવ અજીવ આદિ નવ તત્વના જાણપણાવાળા, કોઇનાં ડગાવ્યા ડગે નહિ, કોઇનાં ચળાવ્યા ચળે નહિ, પરધન પત્થર કરી જાણે છે, પરસ્ત્રી મા બેન કરી લેખે છે, ઇત્યાદિ શ્રાવકના એકવીસ ગુણે કરી સહીત છે ( તેઓ આંહિથી જેઓ ) સુજથી દાન શીયળ તપ અને ભાવમાં અધીક છે તેમને ત્રણવાર નમસ્કાર કરીને મનવચન અને કાયાએ કરાને ભુજો ભુજો કરી ખમાવું છું. સાધુ સાધ્વીને ખમાવું છું, શ્રાવક શ્રાવીકાને ખમાવું છું, સમકિત દૃષ્ટિ જીવને ખમાવું છું, ઊપકારી ભાઇ બાઇને ખમાવું છું, ચોરાશી લક્ષ જીવાજોનીનાં જીવને ખમાવું છું. સાત લાખ પૃથ્વીકાય, સાતલાખ અપકાય, સાત લાખ તેઊકાય, સાત લાખ વાઊકાય, દસ લાખ પ્રત્યેક વનસ્પતિ કાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બે ઇંદ્રિ, બે લાખ તે

ઇંદ્રિ, બે લાખ ચોરિંદ્રિ, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચોદ્ર, ચાર લાખ દેવતા અને ચૌદ લાખ મનુષ્ય એ ચોરાશી લક્ષ જીવા જોનીના જીવને હાલતાં ચાલતાં ઉઠતાં બેસતાં જાણતાં અજાણતાં હણ્યાં હોય હણાવ્યા હોય છેદયા હોય ભેદયા હોય પરીતાપના ( માનસીક વેદના ) કીલામના ( શારીરીક વેદના ) ઊપજાવી હોય તો અનંતા સિદ્ધ કે વલીની સાખે માહરે મિચ્છામિ દુક્કડં.

ઇહાં "બે ઇચ્છામિ ખમાસમણ" કહેવા.

ઇતિ પ્રતિક્રમણ આવશ્યક ચોથો અધ્યયન સંપૂર્ણ.

---

( આહીં ઉભા થઇ ગુરૂને વંદણાં કરી પાંચમાં આવશ્યકની આજ્ઞા માગવી. )

નિચે પ્રમાણે બોલવું–

દેવશી પ્રાયાશ્ચત વિશુદ્ધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવઝ્ઝાયાણં, નમોલોએ સવ્વ સાહુણં. કરેમિ ભંતે સામાઇયં સાવજજોગં પચ્ચખામિ જાવનિયમ પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ મણસા વયસા કાયસા તસ્સ ભંતે પાડક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.

ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો, મેં, દેવસિઓ, અઇઆરો, કઓ, કાઇઓ, વાઇઓ માણસિઓ ઉસ્સુત્તો, ઉમ્મગ્ગો અકપ્પો, અકરણિજ્જો, દુઝ્ઝાઓ દુવિચિંતિઓ, અણાયારો, અણિચ્છિયવ્વો અસાવગ પાવગો નાણે તહદંસણે ચરિત્તા ચરિત્તેય સુએ સામાઇએ તિન્હં ગુત્તીણ ચઉન્હ કસાયાણં પંચન્હ મણુવ્વયાનં તિન્હં

ગુણવ્વયાણં ચઉન્હં સિખ્ખાવ્વયાણં બારસ્સ વિહસ્સ સાવગ્ગ ધમ્મસ્સ જંખડિયં જંવિરાહિયં તસ્સ મિ-ચ્છામિ દુક્કડં.

પછી તસ્સ ઉત્તરી કરણેણુંનો પાઠ પુરો ભણી જઇ ચાર લોગસ્સના પાઠનો કાઉસગ્ગ કરવો. પખી પ્રતિ-ક્રમણ વખતે બાર લોગસ્સના પાઠનો કાઉસગ્ગ કરવો. ચોમાસી પતિક્રમણ વખતે વીશ લોગસ્સનો કાઉસ-ગ્ગ કરવો. સંવત્સરી પ્રતિક્રમણ વખતે ચાલીશ લો-ગસ્સનો કાઉસગ્ગ કરવો. ચોમાસી અને સંવત્સરી પ્રતિક્રમણ વખતે બે પ્રતિક્રમણ કરવા. કાઉસગ્ગના અંતે એક નોકાર ભણી કાઉસગ્ગ પાળવો. પછી ઉભા થઈ લોગસ્સનો પાઠ ભણવો. પછી બે ઢીંચણ અધર રાખી બે ઇચ્છામિ ખમાસણા ભણવા.

ઇતિ પાંચમો આવશ્યક સંપૂર્ણ.

---

પછી ગુર્વાદિકને ત્રણવાર ઉઠી બેસી વંદણા કરી છઠા આવશ્યકની આજ્ઞા માગવી તેમાં ચોવીહારનાં પચખાણ કરવા અથવા તો શક્તિ પ્રમાણે બીજા સારાં પચખાણ કરીને નીચે બેસવું પછી નીચે પ્ર-માણે બોલવું.

સામાયક, ચોવીસંથ્થો, વાંદણા, પડિકમણું, કા-ઉસગ્ગ, અને પચખ્ખાણ. એ છએ આવશ્યક પુરા થયા તેનાં વીષે ગાથા પદ અક્ષર કાનોમાત્રા મીંડી રસ્વ દીર્ઘ અધીક ઓછું વિપરીત કેહેવાણું હોય તો મારે તમારે મિચ્છામિ દુક્કડં.

મિથ્યાત્વનું પ્રતિક્રમણ, અવરતનું પ્રતિક્રમણ, પ્રમાદનું પ્રતિક્રમણ, કષાઅનું પ્રતિક્રમણ, અશુભજોગનું પ્રતિક્રમણ એ પાંચ પ્રતિક્રમણ સમી રીતે ન પડિક્મ્યા હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

ગયા કાળનું પ્રતિક્રમણ, વર્તમાન કાળનો સમવર, આવતા કાળના પચ્ચખાણ, કરેમિ મંગલં મહા મંગલં થુઇ થુઇ મંગલં, આંહી ત્રણ નમોથાણા ડાબો ઢીંચણ ઉંચો રાખી બોલવા. તે પેહેલું નમોથુણું અરિહંત દેવને, બીજુ સિદ્ધને, ત્રીજું પોતાના ધરમ ગુરૂને તે જાવ ઠાણું સંપાવીઓ કામસ્સ સુધી પાઠ ભણવો.

---

## અથ શ્રી નવાણું અતિચાર.

| | | | |
|---|---|---|---|
| જંવાઇદ્ધં | ૧ | સજ્ઝાઇએનસજ્ઝાયં | ૧૪ |
| વચ્ચામેલિયં | ૨ | સંકા | ૧૫ |
| હિણખરં | ૩ | કંખા | ૧૬ |
| અચ્ચખરં | ૪ | વિતિગિચ્છા, | ૧૭ |
| પયહીણં | ૫ | પરપાસંડ, પરસંસા | ૧૮ |
| વિણયહીણં | ૬ | પરપાસંડ, સંથવો | ૧૯ |
| જોગહીણં | ૭ | બંધે | ૨૦ |
| ઘોસહીણં | ૮ | વહે | ૨૧ |
| સુઠુદિન્નં | ૯ | છવિછેએ | ૨૨ |
| દુઠુપડિછિયં | ૧૦ | અઇભારે | ૨૩ |
| અકાલેકઓસજ્ઝાઓ | ૧૧ | ભત્ત, પાણ, વોછેએ | ૨૪ |
| કાલે, નકઓસજ્ઝાઓ | ૧૨ | સહસ્સા, ભખ્ખાણે | ૨૫ |
| અસજ્ઝાઇએસજ્ઝાયં | ૧૩ | રહસ્સા, ભખ્ખાણે | ૨૬ |

સ, દારામં, ત, ભેએ ૨૭
મોસો, વએસે ૨૮
કૂડ, લેહ, કરણે ૨૯
તેન્નાહડે ૩૦
તક્કરપ્પઉગે ૩૧
વિરૂદ્ધ રજ્જાઇક્કમ્મે ૩૨
કૂડ, તોલે, કૂડ, માણે ૩૩
તપ્પડિરૂવગ વવહારે ૩૪
ઇત્તરિય પરિગ્ગહિય ગમણે ૩૫
અપરિગ્ગહિયગમણે ૩૬
અનંગકીડા ૩૭
પર વિવાહ કરણે ૩૮
કામભોગેસુ તિવ્વાભિલાસા ૩૯
ખેત્તવથ્થુ, પ્પમાણાઇક્કમે ૪૦
હિરણ, સોવન, પ્પમાણાઇક્કમે ૪૧
ધન, ધાન, પ્પમાણાઇક્કમે ૪૨
દુપદ, ચઊપદ, પ્પમાણાઈક્કમે ૪૩
કુવિય, પ્પમાણાઇક્કમે ૪૪
ઊર્દ્ધદિસિ, પ્પમાણાઈક્કમે ૪૫
અધોદિસિ, પ્પમાણાઇક્કમે ૪૬
તિરિયદિસિ, પ્પમાણાઈક્કમે ૪૭
ખેત્તવુદ્ધી ૪૮
સઇઅંતરધાએ ૪૯
સચિત્તાહારે ૫૦
સચિત્ત પડિબદ્ધાહારે ૫૧
અપ્પોલિઓ, સહિભખ્ખણયા ૫૨
દુપ્પોલિઓ, સહિભખ્ખણયા ૫૩
તુચ્છોસહિ, ભખ્ખણયા ૫૪
ઇંગાલકમ્મે ૫૫
વણકમ્મે ૫૬
સાડીકમ્મે ૫૭
ભાડીકમ્મે ૫૮
ફોડીકમ્મે ૫૯
દંતવાણિજ્જે ૬૦
કેસવાણિજ્જે ૬૧
રસવાણિજ્જે ૬૨
લખ્ખવાણિજ્જે ૬૩
વિસવાણિજ્જે ૬૪
જંતપીલણકમ્મે ૬૫
નીલચ્છણકમ્મે ૬૬
દવગ્ગિ દાવણયા ૬૭

સર, દહ, તલાગ, પ-
રિસોસણયા ૬૮
અસઇ, જણ, પોસણયા ૬૯
કંદપ્પે ૭૦
કુક્કુઇએ, ૭૧
મોહરિએ ૭૨
સંજુત્તાહિગરણે ૭૩
ઊવભોગ, પરિભોગ,
અઇરત્તે ૭૪
મણદુપ્પણિહાણે ૭૫
વયદુપ્પણિહાણે ૭૬
કાયદુપ્પણિહાણે ૭૭
સામાઇયસ્સ, સઇઅ-
કરણાએ ૭૮
સામાઇયસ્સ, અણવ-
ઠિયસ્સ, કરણ-
યાએ ૭૯
આણવણપઊગે ૮૦
પેસવણપઊગે ૮૧
સદ્દાણુવાએ ૮૨
રૂવાણુવાએ ૮૩
બહિયા પોગ્ગલપખવે ૮૪
અપ્પડિલેહિય, દુપ્પ-
ડિ લેહિય, સે-
જા, સંથારએ ૮૫
અપ્પમજ્જિય, દુપ્પ-
મજ્જિય સેજા,
સંથારએ ૮૬
અપ્પડિલેહિય, દુપ્પ-
ડિલેહિય, ઊ-
ચ્ચાર, પાસવ-
ણ, ભૂમિ ૮૭
અપ્પમજ્જિય, દુપ્પ-
મજ્જિય ઊચ્ચા
ર, પાસવણ ભૂમિ ૮૮
પોસહસ્સ, સમ્મંઅ-
ણણુ પાલણયા ૮૯
સચિત્ત, નિખેવણિયા ૯૦
સચિત્ત, પેહણિયા ૯૧
કાલાઇક્કમ્મે ૯૨
પરોવએસે ૯૩
મચ્છરિયાએ ૯૪
ઇહલોગા, સંસપ્પઊગે, ૯૫
પરલોગા, સંસપ્પઊગે ૯૬
જીવિયા, સંસપ્પઊગે ૯૭
મરણા, સંસપ્પઊગે ૯૮
કામભોગા, સંસપ્પઊગે ૯૯
તસ્સમિચ્છામિ દુક્કડં.

( પ્રાચીન સમયમાં જે પચ્ચખાણ કહેવામાં આવતા તે લખ્યા છે. )

૧ નોકાર સહિય પચ્ચખાણ બે ઘડી દીવસ ચડતા સુધીનો.

ઉગ્ગએસૂરે—નોકાર સહિંય ઉ૦દીવસ ઊગ્યા પછી બે ઘડી સુધીનીનો. નોકારસી એટલે નમોકાર ગણી પાળુ ત્યાં સુધી.

પચ્ચખ્ખામિ—પ૦ પચ્ચખાણ-બંધી કરૂંછુ.

ચઉવ્વિહં પિ—ચ૦ ચાર પ્રકારના અને બીજા પણ.

આહારં—આ૦ આહારના. ( જેવાં કે )

અસણં પાણં—અ૦ અન્ન પા-પાણી.

ખાઇમં સાઇમં—ખા૦ સુખડી મેવા વીગેરે સા-સોપારી. તંબોલ આદિ સુખવાસની વસ્તુઓના ( તેમા )

અન્નથ્થાણા ભોગેણં—અ૦ અજાણપણે, મુખ માંહી-કાંઇ વસ્તુ, અથવા-મેઘ-વરસાદના ફોરા આવી પડે, તેનો ( તથા )

સહસ્સાગારેણં—સ૦ કોઇ બલાત્કારે કોઇ વસ્તુ મોઢામાં ઘાલી દે તેનો આગાર ( ગણી )

વોસિરામિ—વો૦ તજુ-વોસિરાવુંછું.

૨ પોરસહિંય પચ્ચખ્ખાણ.

ઉગ્ગએસૂરે—પોરસહિંય ઉ૦ દીવસ ઊગ્યા પછી પોપોહોર દીવસ સુધી.

પચ્ચખ્ખામી—પ૦ પચ્ચખાણ-બંધી કરૂંછુ.

ચઉવ્વિહં પિ—ચ૦ ચાર પ્રકારના. આહારના પિ-અને બીજા પણ

આહારં—આ૦ આહારના ( જેવાં કે )

અસણં પાણં—અ૦ અન્ન પા૦ પાણી.

ખાઈમં સાઈમં—ખા૦ સુખડી મેવો વીગેરે સા–સો-
પારી તંબોલ આદી સુખવાસની વસ્તુઓ-
ના ( તેમાં. )

અન્નથ્થાણા ભોગેણં—અ૦ અજાણપણે-મુખમાંહી-કાંઇ
વસ્તુ અથવા મેઘ-વરસાદના ફોરા આવી
પડે તેનો.

સહસ્સાગારેણં—સ૦ કોઇ બલાત્કારે કાંઈ વસ્તુ મો-
ઢામાં ઘાલી દે તેનો.

પચ્છન્નકાલેણં—પ૦ મેઘ તથા રજથી સુર્ય ઢંકાએલો
હોય અને તેથી વખતની ખબર ન પડે તેનો.

દિસામોહેણં—દિ૦ દીંગમુઢ થઇ જવાથી ખબર ન
રહી હોય અથવા દિસાની ખબર ન રહી હોય.

સાહુવયણેણં—સા૦ વડેરા સાધુજીના કેહેવાથી પા-
લવું પડે તેનો (તથા) ( ઉપરનો એક બોલ
સાધુને લાગુ છે.)

સવ્યસમાહિવત્તિયા ગારેણં-સ૦ સર્વ પ્રકારે સ–શ-
રીરે અસમાધી થવાથી ઓસડ કરવું પડે તેનો
આગાર (ગણી).

વોસિરામિ-વો–તજુ–વો સિરાવું છુ.

૩ સાઢ પોરસહિય (તથા) પુરી મઢં પચખાણ.

ઉગ્ગએસૂરે સાઢપોરસહિય (તથા)-(ઉ૦) દીવસ ઊગ્યા
પછી સા૦ દોઢ પોહોર (તેમજ)

પુરીમઢં-પુ૦ બે પોહોર દીવસ સુધી.

પચ્ચખ્ખામિ-પ૦ પચ્ચખાણ બંધી કરૂં છું.

ચઊવ્વિહં-[પિ૦-ચ-ચાર પ્રકારના આહારના [પિ૦ અને બીજા પણ.

આહારં-આ૦ આહારના જેવા કે.

અસણંપાણં-અ૦ અન્ન પા૦ પાણી.

ખાઇમં-સાઇમં-ખા૦ સુખડી મેવા વીગેરે સા૦ સોપારી તંબોલ આદિ મુખવાસની વસ્તુઓના (તેમાં)

અન્નથ્થાણા ભોગેણં-અ૦ અજાણપણે મુખમાંહી કાંઇ વસ્તુ અથવા મેઘ-વરસાદના ફોરા આવી પડે તેનો.

સહસ્સાગારેણં-સ૦ કોઇ બલાત્કારે કાંઇવસ્તુ મોઢામાં ઘાલી દે તેનો.

પચ્છન્નકાલેણં-પ૦ મેઘ તથા રજથી સુર્ય ઢંકાએલો હોય અને તેથી વખતની ખબર ન પડે તેનો.

દિસામોહેણં-દિ૦ દિગમુંઢ થઇ જવાથી ખબર ન રહી હોય તેનો.

મહુતરાગારેણં-મ૦ વડેરા સાધુજીના કેહેવાથી ખાવું પડે તેનો.

સાહુવયણેણં-સા૦ વડેરા સાધુજીના કેહેવાથી પાલવું પડે તેનો (તથા) (ઉપરના બે બોલ સાધુજીને લાગુ પડે છે.

સવ્વસમાહિવત્તિયા ગારેણં-સ૦ સર્વ પ્રકારે સ૦ શરીરે અસમાધી થવાથી ઓસડ કરવું પડે તેનો આગારગણી.

વોસિરામિ-વો૦ તજુ વોસિરાવું છું.

### ૪ એકકાસણું-પચ્ચખાણ.

એકકાસણું-એ ( લોકોમાં એક ટાણું કહેવાય છે તે ) દીવસ મધે એકવાર એક આસને બેસીને જમવું પછીને સમધીના બે આહાર અને રાત્રે ચોવીહાર કરવો તે ઉપરાંતના.

પચ્ચખ્ખામી-પ૦ પચ્ચખાણ બધી કરૂં છું.

દુવિહં-પિ-દુ૦ બે પ્રકારના આહારના ( તજવાના ) પિ-અને બીજા પણ.

આહારં-આ૦ આહારના (જેવા કે)

અસણં ખાઈમં-અ૦ અન્ન ખા૦ સુખડી મેવા વીગેરે આ બે આહાર તજવાં.

અન્નથ્થાણા ભોગેણં-અ૦ અજાણપણે સુખમાંહી કાંઇ વસ્તુ અથવા મેઘ વરસાદના ફોરાં આવી પડે તેનો.

સહસ્સાગારેણં-સ૦ કોઇ બલાત્કારે કોઇ વસ્તુ મોઢામાં ઘાલી દે તેનો.

આઉટ્ટણાપસારેણં-આ૦ આસને બેઠાં બેઠાં હસ્ત પગાદીક લાંબા ટુંકા કીધા હોય તેનો.

ગુરૂ અભ્ભુઠાણેણં-ગુ૦ ગુર્વાદીકના આવા ગમનથી જમતાં જમતાં ઉભુ થાવું પડે તેનો.

પારિઠા વણિયા ગારેણં-પા૦ પરઠવવા લાયક વસ્તુ જમવી પડે તેનો.

મહત્તરાગારેણં-મ૦ વડેરા સાધુજીના કહેવાથી જમવું પડે તેનો ( તથા ) ( ઉપરના બે બોલ સાધુજીને લાગુ પડે છે. )

સવ્વસમાહિવત્તિયા ગારેણં-સ૦ સર્વ પ્રકારે સ૦ શરીરે અસમાધી થવાથી ઓસડ કરવું પડે તેનો આગાર (ગણી)

વોસિરામિ-વો૦ તજુ—વોસિરાવું છું.

## ૫ એકકઠાણ પચ્ચખાણ.

એકકઠાણં-એ૦ દીવસના મધ્યે એકવાર એક આસને બેશીને અંગ ઉપાંગ હલાવ્યા ચલાવ્યાં વગર જમ્યા બાદ ચૌવિહાર કરી ઉઠવા સંબંધીના.

પચ્ચખ્ખામિ-પ૦ પચ્ચખાણ બંધી કરૂં છું.

ચઉવિહં પિ-ચ-ચાર પ્રકારના આહારના પિ. અને બીજા પણ.

આહારં-આ૦ આહારના (જેવાં કે)

અસણંપાણં-અ૦ અન્ન પા૦ પાણી.

ખાઇમં-સાઇમં-ખા૦ સુખડી મેવા વીગેરે સા૦ સોપારી તંબોલ આદી મુખવાસની વસ્તુઓના.

અન્નથ્થાણા ભોગેણં-અ૦ અજાણપણે મુખમાંહી કાંઇ વસ્તુ અથવા મેઘ વરસાદના ફોરા આવી પડે તેનો.

સહસ્સાગારેણં-સ૦ કોઇ બલાત્કારે કાંઈ વસ્તુ મોઢામાં ઘાલી દે તેના.

સાગારીયાગારેણં-સા૦ સાધુજીને આહાર કરતાં-કોઇ સંસારીના આવવાથી પડખુ ફેરવી બેસવું પડે તેનો.

ગુરૂઅબ્ભુઠાણેણં-ગુ૦ ગુર્વાદીકના પધારવાથી જમતાં જમતાં ઉભું થાવું પડે તેના.

પારિઠાવણિયાગારેણં-પા૦ પરઠવવા લાયક વસ્તુ જમવી પડે તેનો.

મહુત્તરાગારેણં-મ૦વડેરા સાધુજના કેહેવાથી જમવું પડે તેનો ( તથા )

ઊપરના ચાર બોલ સાધુજીને લાગુ પડે છે.

સવ્વસમાહિ વત્તિયાગારેણં-સ૦ સર્વ પ્રકારે સ-સરીરે અસમાંધી થવાથી ઓસડ કરવું પડે તેનો આગાર ( ગણી )

વોસિરામિ-વો૦ તજુ-વોસિરાવું છું.

૬ આયંબીલ પચ્ચક્ખાણ.

આયંબિલવિહં-આત્માને બિલ સમાન ગણીને દિવસ મધ્યે એકવાર વિગય રહીત ( સ્વાદ વિના ) જમીને રાત્રે ચોવિહાર કરવા સંબંધીના.

પચ્ચક્ખામિ-પચ્ચખાણ-બંધી કરૂં છું.

*ચઊવિહં પિઆહારં-ચાર પ્રકારના આહારના.

અસણં-અન્ન

પાણં-પાણી.

ખાઈમં-સુખડી મેવા વગેરે

---

* ચઊવિહંને બદલે તેવિહં ( ત્રણ પ્રકારના આહારના શબ્દ આ ઠેકાણે કેહેવાય છે કેમકે તે ચોવિહારથી તેમજ તેવિહારથી પણ થાય છે ને આઠ આગાર તથા વિગય રહિતના એકટાણા સહિત થાય છે. "તેવિહં" શબ્દથી કરતી વખતે "પાણું" શબ્દ કેહેવો નહીં.

સાઇમં—સોપારી તંબોળ આદિ મુખવાસની વ-
સ્તુઓના.

અન્નથાણા ભોગેણું-અ૦ અજાણપણે મુખ માંહી કાંઇ વ-
સ્તુ અથવા વરસાદનાં ફોરાં આવી પડે તેનો.

સહસ્સાગારેણું-કોઇ બળાત્કારે કાંઇ વસ્તુ મોઢામાં
ઘાલી દે તેનો.

લેવાલેવેણું-લેપ સહિત નહી તેમ લેપ રહિત નહીં
એવી લેપાલેપ વસ્તુઓ કહેવાય તેનો.

ગિહથ્થસંસઠેણું-ગૃહસ્થાદિકનો હસ્ત વિગયાદીકથી
ખરડાયો હોય અને તેણે કરી આપે તેનો.

ઉખ્ખિત્તવિવેગેણું-રોટલી વગેરે ઉપર ઠરેલું ઘી મુકેલું
હોય તે ઘી ઉપાડી લીધેલી રોટલી આવી
હોય તેનો.

ગુરૂઅબ્ભુઠાણેણું-ગુર્વાદિકના આવા ગમનથી જમતાં
જમતાં ઉભું થાવું પડે તેનો.

પડુચ્ચમખિએણું-ઘૃતાદિકમાં પોળી પ્રમુખ કરેલી હો-
ય તે, તથા અન્નાદિકમાં ઘૃતાદિકના છાંટા પડેલ
હોય તે અજાણે આવે તેનો.

પારિઠાવણિયાગારેણું-પરઠવા લાયક વસ્તુ જમવી
પડે તેનો.

મહત્તરાગારેણું-વડેરા સાધુજીનાં આ દેશથી વસ્તુ જ-
મવી પડે તેનો.

ઉપરના બે બોલ સાધુજીને લાગુ છે

સવ્વસમાહિ વત્તિયાગારેણું-સર્વ પ્રકારે સરીરે અસ-
માધી થવાથી ઓસડ કરવું પડે તેના આગાર

( પાણીના આગાર કહે છે. )

પાણાહારસ્સ લેવેણુંવા-લેપ સહીત પાણીનો
અલેવેણુંવા-કાંજી પ્રમુખના પાણીનો,
અચ્છેણુંવા-નિર્મળ પાણીનો
બહુલેવેણુવા-ડોળા પાણીનો.
સસિંથેણુંવા-અનાદિકની સીત સહીતના પાણીનો.
અસિંથેણુંવા-અનાદિકની સીત રહીત પાણીનો આ-
ગાર ( ગણી )

( ઉપરના નવ બોલ ) મધ્યે જેટલા રાખવા હોય
તેટલા કહેવા.

વોસિરામિ-વોસિરાવું-તજું છું.

*૭ અભત્તઠં (ઉપવાસ ) પચ્ચક્ખાણ.

( સૂરે ઉગ્ગએ ) અભત્તઠં--દિવસ ઉગ્યાથી બીજો
દીવસ ઉગે ત્યાં સુધી

પચ્ચક્ખામિ—પચ્ચખાણ કરૂછું.

ચઉવ્વિહં, પિ, આહારં—ચાર પ્રકારના આહારના
અને બીજાં પણ

અસણં-પાણં=અન્ન-પાણી

ખાઇમં-સાઇમં—ખા૦ સુખડી, મેવો વિગેરે-સા-સો-
પારી તંબોળ આદિક સુખવાસની વસ્તુઓ.

અન્નથ્થાણા ભોગેણં—અજાણપણે મુખમાંહી કોઇ વ-
સ્તુ આવી પડે અથવા મેઘ વરસાદના ફોરાં
આવી પડે તેનો

સહસ્સાગારેણં—કોઇ બળાત્કારે કાંઇ વસ્તુ મોઢામાં
ઘાલી દીએ તેનો

* પારિઠાવણિયાગારેણં—પરઠવવા લાયક વસ્તુ જમવી પડે તેનો

* મહત્તરાગારેણં—વડેરા સાધુજીના આદેશથી જમવું પડે તેનો

સવ્વ સમાહિવત્તિયાગારેણં—સર્વ પ્રકારે શરિરે અસમાધિ થવાથી ઓસડ કરવું પડે તેનો આચાર ( ગણી )

વોસિરામિ—વો સિરાવુંછું એટલે તજુછું

૮ દિવસ ચરિમં પચ્ચખ્ખાણ.

દિવસચરિમં-પાછલો એક પોહોર દિવસ રહે ત્યાંથી બીજે દીવસ ઉગે ત્યાં સુધી.

પચ્ચખ્ખામિ—પચ્ચખાણ કરૂછુ.

ચઉવ્વિહં પિ,આહારં—ચાર પ્રકારના આહારના અને બીજા પણ આહારના જેવાં કે

અસણં-પાણં-અન્ન-પાણી

ખાઇમં-સાઇમં-સુખડી મેવા વિગેરે સોપારી તંબોળ આદિ મુખવાસની વસ્તુઓ તેમાં

અન્નથ્થાણાભોગેણં-અજાણે મુખમાંહી કોઇ વસ્તુ અથવા વરસાદના ફોરાં આવી પડે તેનો

સહસ્સાગારેણં—કોઇ બળાત્કારે કાંઈ વસ્તુ મોઢામાં ઘાલી દે તેનો

મહત્તરાગારેણં—વડેરાના આદેશથી જમવું પડે તેનો

---

* આ બે બોલ સાધુજીને લાગુ પડે છે. * બે ઉપવાસ ને છઠ ભત્ત, ત્રણ ઉપવાસ ને અઠમભત્ત એમ દરેક અપવાસે બબે ભત્ત વધારવા.

સવ્વસમાહિવત્તિયાગારેણં-સર્વ પ્રકારે શરિરે અ સમાધિ થવાથી ઓસડ કરવુ પડે તેનો આગાર

વોસિરામિ—વોસિરાવું છું તજું છું.

## ૯ નિવિગ હિયં પચ્ચખ્ખાણ.

નિવિગહિયં વિઈં—દિવસમાં એક વખત વિગય રહિત જમીને રાત્રે ચોવિહાર કરવો તે સંબંધોના.

પચ્ચખ્ખામિ—પચ્ચખાણ કરૂં છું.

ચઉવ્વિહં-પિ, આહારં-ચાર પ્રકારના આહારના અને બીજા પણ જેવા કે

અસણં-પાણં-અન્ન-પાણી

ખાઇમં-સાઇમં—સુખડી મેવો વિગેરે તથા સોપારી તંબોળ આદિ મુખવાસની ચીજો

અન્નથ્થાણાભોગેણં—અજાણપણે મુખમાંહી કોઇ વસ્તુ અથવા વરસાદના ફોરાં આવી પડે તેનો

સહસ્સાગારેણં—કોઇ બળાત્કારે કાંઇ વસ્તુ મુખમાં ઘાલીદે તેનો

લેવાલેવેણં—લેપસહિત નહિ તેમ લેપરહિત નહિ એવી લેપાલેપ વસ્તુઓ કેહેવાય તેનો

ગિહથ્થસંસથ્થેણં—ગૃહસ્થાદિકનો હસ્ત વિગયાદિકથી ખરડાયો હોય ને તેણે કરી આપે તેનો

ઉખ્ખિત્તવિવેગેણં—રોટલી વિગેરે ઉપર ઢરેલુ ઘી મુકેલુ હોય તે ઘી ઉપાડી લીધેલી રોટલી આવી હોય તેનો

પડુચ્ચમક્ખિએણં—ઘૃતાદિકમાં પોલી પ્રમુખ કરેલી હોય તે તથા અનાદિકમાં ઘૃતાદિકના છાંટા પડેલ હોય તે અજાણે આવે તેનો

*પારિઠાવણિયાગારેણં—પરઠવવા લાયક વસ્તુ જમવી પડે તેનો

*મહુત્તરાગારેણં—વડેરા સાધુજીના આદેશથી જમવું પડે તેનો

સવ્વસમાહિવત્તિયાગારેણં—સર્વ પ્રકારે શરીરે અસમાધિ થવાથી ઓસડ કરવું પડે તેનો આગાર

વોસિરામિ—વોસિરાવું તજું છું.

૧૦ અભિગ્રહં પચ્ચખ્ખાણ.

અભિગ્રહં—દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અનેભાવથી અભિગ્રહ ધારવો તે સંબંધીના

પચ્ચખ્ખામિ-પચ્ચખાણ કરૂંછું

*ચઉવ્વિહં-પિ--આહારં—ચાર પ્રકારના આહારના અને બીજા પણ આહારના જેવા કે

અસણં-પાણં-અન-પાણી

ખાઇમં-સાઇમં-સુખડી મેવો તથા સોપારી તંબોળ આદી મુખવાસની વસ્તુઓ

અન્નત્થાણા ભોગેણં-અજાણપણે મુખમાંહી કાંઇ વસ્તુ અથવા વરસાદના ફોરા આવી પડે તેનો

સહસ્સાગારેણં—કોઈ બળાત્કારે કાંઇ વસ્તુ મોઢામાં ઘાલી દે તેનો

મહુત્તરાગારેણં-વડેરાના આદેશથી જમવું પડે તેનો

---

* આ બે બોલ સાધુજીને લાગુ છે * તિવિહેણં પણ કહેવાય,

સવ્વસમાહિવત્તિયાગારેણં—સર્વ પ્રકારે શરિરે અસમાધી થવાથી ઓસડ કરવું પડે તેનો આગાર ગણી

વોસિરામિ—વોસિરાવું છે-તજુંછું

૧૧ દેસાવગાસિક વ્રત પચ્ચખાણ.

દ્રવ્ય થકી—કાયાએ કરી દેસાવગાસિક વ્રત કરવું તેમાં

સાવજ્જ જોગ—પાપ કર્મના વ્યાપાર

સેવવાના પચ્ચખાણ—કરવાની બંધી

ક્ષેત્ર થકી—જમીન થકી ઓછી દિશાઓનું માન કરવું તે

આખા લોક પ્રમાણે—સર્વ જાતિના લોકો પ્રમાણે

કાળ થકી—વખતમાં દેસાવગાસિક વ્રત કરવું તેમાં

દિવસ ઉગ્યા સુધી—જ્યારથી આદરવામાં આવે ત્યારથી બીજો દિવસ ઉગ્યા સુધી

ભાવ થકી—પોતાની મરજીથી દેશાવગાસિક વ્રત કરવું તેમાં

છકોટીએ—પાપના નવ ભાંગા મહિલા છ ભાંગાની પચ્ચખાણ—બંધી

દસમું દેસાવગાસિક વ્રત—દસમું દિસાવકાશનો રૂંધન કરવો તે વ્રત તેના વિષે

* જાવઅહોરતં—એક દિવસં અને એક રાત્રી સુધી

---

* આ વ્રત અહોરાત્રિનુ કરવામાં આવે તો પ્રથમ ચોવિહારના પચ્ચખાણ કર્યાબાદ દસમા વ્રતના પચ્ચખાણ કરવાના છે કેમકે તે વ્રત અલ્પ એટલે થોડા કાળનું પણ થાય છે.

પજ્જુવાસામિ—પાપમાં પ્રવર્તવું નહી.

દુવિહં-તિવિહેણં—એકરણ-ત્રણ જોગે કરીને

નકરોમ—નકારવેમિ—હુ પોતે પાપ કરૂ નહી. બીજા પાસે કરાવું નહી.

મણસા, વયસા, કાયસા—મન-વચન-કાયાએ કરીને (આ ત્રણ જોગ)

તસ્સભંતે—તે દસમા વ્રતને વિષે જે પાપ સેવ્યુ હોય

પડિક્કમામિ—નિવર્તુ-છાંડછું

નિંદામિ—આત્માની સાક્ષીએ નિંદુંછું,

ગરિહામિ—ગુરૂની સાક્ષીએ ગરહુંછું

અપ્પાણં વોસિરામિ—પાપથકી પોતાના આત્માને વોસિરાવુંછું-તજુંછું.

૧૨ પોષધ વ્રત પચ્ચખ્ખાણ.

દ્રવ્યથકી—કાયાએ કરી પોષો કરવો તેમાં

સાવજ્જ જોગ—પાપ કર્મના વ્યાપાર

સેવવાના પચ્ચખ્ખાણ—કરવાની બંધી

ક્ષેત્રથકી—જમીનથી પોષો કરવો તે

આખાલોકપ્રમાણે-સર્વ જાતિના લોક પ્રમાણે

કાળથકી-વખતમાં પોષો કરવો તેમાં

દિવસ ઉગ્યા સુધી-એક દિવસ સઉ એક રાત્રિ વિતતાં બીજો દિવસ ઉગ્યા સુધી

ભાવથકી-પોતાની મરજીથી પોષો કરવો તેમાં

છકોટીએ પચ્ચખાણ-છભાંગાની બંધી

અગ્યારમું પોષધવ્રત-અગિયારમું ધર્મ કરણીથી આત્માને પોષવો તે વ્રત

અસણં પાણં-અન્ન-પાણી
ખાઈમં-સાઇમંનો-સુખડી મેવો-સોપારી તંબોળ આ-
 આદિ-ખાવાની વસ્તુ
પચ્ચખ્ખાણ-બંધી

અબ્રહ્મનો પચ્ચખ્ખાણ-મૈથુન સેવવાની બંધી

મણિસુવણનો પચ્ચખ્ખાણ—મણી સોના વીગેરે ઘરેણાં
 પહેરવાની બંધી

માલાવન્નગ-વિલેવણનો પચ્ચખ્ખાણ-પુષ્પાદિકની માળા
 ના-શરીરની કાંતિ વધે તેવી સુખડ આદિ વિલે-
 પન કરવાની બંધી

સથ્થમુસલાદિક-સાવજ્જ જોગનો પચ્ચખ્ખાણ-શસ્ત્ર-
 સાબેલાદિક પાપ કારી ચીજના વેપાર કરવાની
 બંધી.

જાવઅહોરત્તં-એક દીવસ અને એક રાત્રિ સુધી.

પજ્જુવાસામિ-સેવવું એટલે પાપમાં પ્રવર્ત્તવું નહી.

દુવિહં-તિવિહિણં-બે કરણ-ત્રણ જોગે કરીને.
નકરેમિ-નકારવેમિ-હુ પોતે કરૂ નહી-બીજા પાસે
 કરાવું નહી.
મણસા, વયસા, કાયસા-મન વચન-કાયાએ કરીને

તસ્સભંતે-તે પોષધ વૃતને વિષે જે પાપ સેવ્યું હોય
 તેથી- હે પુજ્ય.
પડિકમ્મામિ-નિવર્તુ છું.

નિંદામિ-આત્માની સાક્ષીએ નિંદુ છું.
ગરિહામિ-ગુરૂની શાક્ષીએ ગ્રહું છું.
અપ્પાણંવોસિરામિ-પાપ થકી આત્માને તજું છું.

જે જે વૃતના પચ્ચખાણ કરી જેટલા વખત સુધી આદરવામાં આવ્યું હોય તેટલો વખત પુરો થએથી તે વ્રત વીધિ સહીત પારવુ જોઇએ તે નીચે પ્રમાણે.

જે વૃત પારવાનું હોય તેનું નામ લઇને નીચે મુજબ પારવાની વિધિ.

સમકાએણં-ફાસિયં-પાલિયં-તિરિયં-કિટ્ટિયં-સોહિયં-આરાહિયં-આણાએ-અણુંપાલિતા-નભવઇ તસ્સમિચ્છામિ દુક્કડં.

દસમું દેસાવગાસિક વૃત તથા પોષધ વૃત પારવાની વીધી.

દસમાદેસાવગાસિક વૃતના પંચ અઇયારા-જાણિયવ્વા-નસમાયરિયવ્વા—તંજહા તે આલોઉં—આણવણપઉગે—પેસવણપઉગે—સદ્દાણુંવાએ—રૂવાણુંવાએ—બહિયાપોગ્ગલ પખવે તસ્સમિચ્છામિ દુક્કડં.

અગ્યારમા પડિપુણ પોષધ વ્રતના પંચઅઇયારા જાણિયવ્વા નસમાયરિયવ્વા. તંજહા તેઆલોઉં, અપ્પડિલેહિય, દુપ્પડિલેહિય-સેજાસંથારએ અપ્પમજિજય દુપ્પમજિજય, સેજાસંથારએ અપ્પડિલેહિય, દુપ્પડિલેહિય, ઉચ્ચાર પાસવણ ભૂમિ-અપ્પમજિજય-દુપ્પમજિજય, ઉચ્ચાર પાસવણ ભૂમિ-પોસહસ્સ, સમ્મઅણણુંપાલણાયા-તસ્સમિચ્છામિ દુક્કડં—

ઉપર મુજબ દસમા તથા અગીયારમા વ્રતના અતિચાર જુદા જુદા બોલવાને તે પછી દરેક વ્રતમાં બોલવાના બોલ નીચે મુજબ છે.

૨ દસમું દેસાવગાસિક વ્રત અથવા અગિયારમું પડિપુણ પોષધ વ્રત—

સમકાએણું-ફાસિયં-પાલીયં-તિરિયં-કિટ્ટિયં-સોહિયં-આરાહિયં-આણાએ—અણુપાલિતા-નભવઇ તસ્સમિચ્છામિ દુક્કડં

૩ બને વ્રતમાંહિલો જે કોઇ મનવચન કાયાયે કરી દોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં

૪ બને વ્રતમાં સ્ત્રી કથા-ભત્ત કથા દેશકથા રાજ કથા એ ચાર કથા માહેલી કોઇ કથા કરી હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં ( સ્ત્રીએ પુરૂષ કથા બોલવી.

૫ બને વ્રતમાં આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા પરિગ્રહસંજ્ઞા એ ચાર સંજ્ઞા માહેલી કોઇ સંજ્ઞા કરી હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં

૬ બને વ્રત-વીધિએ લીધું વીધિએ પાલ્યું વીધિ કરતાં અવીધિ થઈ હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં

૭ બને વ્રત્તમાં અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અણાચાર જાણતાં અજાણતાં મનવચન કાયાએ કરી જ્ઞાન દર્શન ચારિત્ર, અને તપ સંબંધિ કોઇ દોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં.

૮ બને વ્રતમાં કાનોમાત્રા મિંડી, પદ, અક્ષર, ઓછો અધિક—કે વિપરિત ભણાણો હોય તો અનંત સિદ્ધ કેવળીની સાખે માહારે તસ્સમિચ્છામિ દુક્કડં.

## કેટલાએક ધર્મધ્યાનનો કાઉસ્સગ્ગ પાંચમા આવસ્યકમાં કરે છે તે નીચે મુજબ.

શેકંતં ૧ ધમેઝાણે ૨ ચઉવિહે ૩ ચઉપડિયારે ૪ પનંતે ૫ તંજહા ૬ આણાવિજયે ૭ આવાયવિજયે ૮ વિવાગવિજયે ૯ સંઠાણવિજયે ૧૦ ધમસણઝાણસ ૧૧ ચત્તારિલખણા ૧૨ પનંતાતંજહા ૧૩ આણારૂઇ ૧૪ નિસગરૂઇ ૧૫ ઉવયેરૂઇ ૧૬ સુત્રરૂઇ ૧૭ ધમસણઝાણસ ૧૮ ચત્તારિઆલંબણા ૧૯ પનંતાતંજહા ૨૦ વાયણા ૨૧ પુછણા ૨૨ પરિયટણા ૨૩ ધમકહા ૨૪ ધમસણઝાણસ ૨૫ ચત્તારિ અણુપેહા ૨૬ પનંતાતંજહા ૨૭ એગચાણુપેહા ૨૮ અણિચાણુપેહા ૨૯ અસરણાણુપેહા ૩૦ સંસોરાણુપેહા ૩૧.

૧ શું તે? ૨ ધર્મધ્યાન, ૩ ચાર જાતનાં, ૪ ચાર ચાર પડ ભેદ છે, ૫ પરૂપ્યા ૬ તે આ પ્રમાણે ૭ આજ્ઞાનોવિચાર કરવો ૮ દુખનો વિચાર કરવો ૯ સુખને દુખ સાથી ભોગવે છે તેનો વિચાર કરવો ૧૦ લોકના આકારનો વિચાર કરવો ૧૧ ધર્મ ધ્યાનનાં ૧૨ ચાર લક્ષણ ૧૩ તે આ પ્રમાણે કહ્યાં ૧૪ ધર્મ આજ્ઞાની રૂચી ૧૫ વિત્રાગ દેવે પરૂપ્યું તેના ઉપર શ્રધા આંણવાની રૂચી ૧૬ ઉપદેશની રૂચી ૧૭ સુત્ર સિદ્ધાંતની રૂચી ૧૮ ધર્મ ધ્યાનના ૧૯ ચાર પ્રકારના આધાર ૨૦ તે આ પ્રમાણે કહ્યાં ૨૧ વાંચવું ૨૨ પુછવું ૨૩ સીખેલું સંભારવું ૨૪ ધર્મ કથા કરવી ૨૫ ધર્મ ધ્યાનના ૨૬ ચાર પ્રકારના વિચાર ૨૭ તે આ પ્રમાણે કહ્યા ૨૮ એકલાપણાનો વિચાર—જીવ એકલો

આવ્યો ને એકલો જશે તેનો વિચાર કરવો ૨૯ અ-
નિત્યપણાનો વિચાર કરવો—સંસાર અનિત્ય છે કોઈ
કોઇનુ નથી એવો વિચાર ૩૦ અસરણપણાનો વિચાર-
સંસારમાં કોઇકોઇને ત્રાણ સરણ નથી એવો વિચાર
કરવો ૩૧ સંસાર વીશે વિચાર-સંસાર કેવો અસ્થિર
છે તે વિશે વિચાર કરવો તે.

---

## સંવરની વિધિ.

સમાયક ન આવડતી હોય તો સંવર કરવો તે નીચે
મુજબ.

પ્રથમ વસ્ત્ર રજોહરણ ને ગોછો પડિલેહીને મો-
હપતિ બાંધીને પથરણા ઉપર બેસવું, બેશીને પાંચ
વાર નમોક્કાર મંત્ર ભણવા. તે પછી ઇરિયાવહિ કરવી
અથવા ત્રણ નમોક્કારનો કાઉસ્સગ્ગ કરવો. પછી ઉભા
થઇ ગુરૂને નમસ્કાર કરીને સંવર કરવાની આજ્ઞા
માગવી પછી નિચે મુજબ પાઠ ભણવો.

દ્રવ થકી ક્ષેત્ર થકી કાળ થકી ભાવ થકી બા-
હિરલા પાંચે આશ્રવ સેવવાના પચ્ચખ્ખાણ તસ્સ
ભંતે પડિક્કમામી નિંદામિ ગરિહામિ અપ્પાણંવોસિ-
રામિ ( ત્રણ નમોથ્થુણં કહેવા. )

આ પ્રમાણે બે ઘડિનો એક ઘડિનો એક રાત
દિવસનો સંવર ઉપર મુજબ ભણવાથી બંધાયો. રાત
દિવસ જો કરે તો સંવર પોસો તેને કહે છે.

હવે સંવર પાળવાની વિધિ નિચે મુજબ.

પ્રથમ પાંચવાર નમોક્કાર મંત્ર ભણી ત્રણ નમોક્કારનો કાઉસ્સગ્ગ કરવો તે પછી આ પ્રમાણે બોલવું કે માહરે સંવર ફાસિયં પાલિયં તિરિયં કિટ્ટિયં સોહિયં આરાહિયં આણાએ અણુપાલિતા નભવઇ તસ્સ મિચ્છામિદુક્કડં.

આ પ્રમાણે સંવર તથા સંવર પોસો લેવા અથવા પાળવાની રીત સંપૂર્ણ.

---

## પોષાની વિધિ.

અગ્યારમું પોષધવ્રત કરવાની રીત નિચે મુજબ.

પ્રથમ આગલે દિવસથી ચોવિહારો ઉપવાસ કરવો. તે દીવસે સવારથી ઉપાશ્રયે આવવું. પોસાના કામના માટે માત્ર પાંચ લુગડાં ઓઢવા પાથરવાનાં રાખવા. પ્રથમ મોહપતિ, ગોછો, રજોહરણનું પડિલેહણ કરવું. પછી કપડાનું પડિલેહણ કરવું. લઘુનીતનું ભાજન પડિલેહણ કરી રાખવું. પછી પથરણા ઉપર બેશી નમોક્કાર મંત્રથી તે તસ્સોત્તરીના પાઠ સુધી પાઠ ભણવો. તે પછી ઇચ્છામિ પડિક્કમણાનો કાઉસ્સગ્ગ કરવો. કાઉસ્સગ્ગ પાળી લોગસ્સ બોલવો. પછી ગુરૂજી ને તે ન હોય તો મહાવિદેહમાં બીરાજમાન વર્તમાન તિર્થંકરને ઉઠી બેશી ત્રણવાર વંદણા કરવી,

અને પોસાની આજ્ઞા માગવી, પછી હાથજોડી ઉભા રહી નીચેનો પાઠ ભણવો.

અગ્યામું પોષધવ્રત અસણં પાણં ખાઇમં સાઇમંના પચ્ચખ્ખાણ અબ્રહ્મ સેવવાના પચ્ચખ્ખાણ સુવણના પચ્ચખ્ખાણ માલાવન્નગ વિલેવણના પચ્ચખ્ખાણ સથ્થમુસલાદિક સાવજજ જોગના પચ્ચખ્ખાણ જાવઅહોરત્તં પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ મણસા વયસા કાયસા તસ્સભંતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.

આ પ્રમાણે બોલ્યા પછી ડાબો ઢીચણ ઉભો રાખીને ત્રણ નમોથ્થુણં ભણવાં.

---

હવે આખા દિવસમાં શું શું કરવું તે નિચે મુજબ.

જો ગુરૂવાદિક હોય તો તેમની પાસે ભણવું ગણવું, વ્યાખ્યાન સાંભળવું. ગુરૂવાદિક ન હોય તો વર્તમાન તિર્થંકરની આજ્ઞા માગી પોતાની મેળે ભણવું. પણ પોસાના દિવસે સુવું નહી. કદાચીત શરીરના કારણથી સુવું પડે અને જો ઉંઘ આવી હોય તો ઉઠીને ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. જો લઘુનીત કરવી હોય તો પ્રથમ ભાજન જોઇને મુકી રાખેલ છે તે લેઈ તેમાં લઘુનીત કરવી. પછી જો રાત્રી હોય તો માથે લુગડું ઓઢવું અને દિવસ હોય તો ખુલ્લે માથે

ઉપાશ્રય બહાર નિકલવું, અને નિકલતાં [1]"આવસહિ" "આવસહિ" એમ બેવાર બોલી બહાર નીકળવું. પછી જમીન નજરથી જોવી કે કીડીના દર વીગેરે હોય નહી તેવી જગ્યાએ શક્રેન્દ્રની આજ્ઞા એમ કહીને પરઠવવું પરઠવીને [2]"ઓવોસીરે ઓવોસીરે [3]જસ અણું-જાણહ" એમ બોલી ઉપાશ્રયમાં પેસવું. ઉપાશ્રયમાં પેસતાં [4]"નિસ્સહી નિસ્સહી" એમ બોલી ઉપાશ્રયમાં આવી ભાજન ઠેકાણે મુકવું. પછી પથારી ઉપર બેશી નમોક્કારથી તસ્સઉત્તરી સુધી ભણી ઇરિયાવહીનો કાઉસ્સગ્ગ કરવો. પછી સાડાત્રણ વાગે એટલે ઉભા થવું. જો પોતાથી કોઇ મોટા શ્રાવકે પોસો કર્યો હોય તો તેમને હાથ જોડીને ખમાવવા અને બોલવું કે પડિલેહણની આજ્ઞા પછી તે શ્રાવક એમ કહે કે જતના સહીત તે પછી પ્રથમ મોહુપતિનું પડિલહેણ પછી ગોછાનું પછી રજોહરણનું પછી કપડાં ઓઢેલાં પેહેરેલાં તથા પાથરેલાં હોય તેનું પડિલેહણ કરવું. પડિલેહણ કરીને જમીન પૂજવી જમીન પૂજીને એક હાથ પોહોલી અને ત્રણ હાથ લાંબી પથારી કરવી. પછી નમોક્કારથી તસ્સઉત્તરી સુધી ભણવું. પછી ઇરિ-

---

१ અવશ્ય જરૂરીઆત કામ માટે બહાર નીકળું છું.

२ પાછળથી આ પરઠવવા સંબંધી જે પાપ થાય તેથી હું છુટો થાઉ છું.

૩ પ્રથમ શક્રેંદ્રની આજ્ઞા માગેલ હતી તે પાછી સોપું છું.

૪ ચીંતવેલ કામપુરૂ કરી પાછો આવ્યો.

આવહીનો તથા ત્રીજા સમણ સુત્રનો કાઉસ્સગ્ગ કરવો તે પછી પડિકમણા વખતે પડિકમણું જો પોતાને આવડતું હોય તો પોતાની મેળેજ કરવું, અને આવડતું ન હોય તો કોઈ કહે તે સાંભળવું પણ પડિકમણું જરૂર સાંજ સવાર બે વખત કરવું, અથવા સાંભળવુંજ અને કદી જો સમર પોસો કરયો હોય ને પોતાને પડિકમણું ન આવડતું હોય અને સંભળાવનાર પણ ન હોય તો પડિકમણું કરયા વિના ચાલે તેટલો વખત નોકારવાલી ગણવી પછી પાછલી રાત્રે ઉઠીને તરત નમોઅરિહંતાણંથી તે તસ્સોત્તરી સુધી પાઠ ભણીને (ચારલોગસ્સ) તથા પેલા સમણસુત્રનો કાઉસ્સગ્ગ કરવો એટલે પડિક્કમામિ પગામસિજ્જાએ નિગામ સિજ્જાએ ઇત્યાદિક કાઉસ્સગ્ગ પાળીને પડિકમણાની વખત થઈ હોય તો પ્રથમના કહ્યા પ્રમાણે ક્ષેત્ર વિશુદ્ધ કરીને પેહેલા આવસ્યકની આજ્ઞા લેવી પછી દીવસ ઊગ્યા પછી પડિલેહણની વખત થાય એટલે મોટા શ્રાવકને ખમાવીને પડિલેહણની આજ્ઞા માગવી અને પોતાથી મોહોટા શ્રાવક ન હોય તો માહાવીદેહ ક્ષેત્રમાં વડેરા શ્રાવકજીની આજ્ઞા માગી પડિલેહણ કરવું પડિલેહણું કરી ઈરિયાવહીનો કાઊસ્સગ્ગ કરવો પછી પોસો જે વખતે લીધો હોય તે વખતે પાલવો પાળવાની વિધિ આગલ લખી છે.

---

# પ્રતિક્રમણ કરવાની વિધિ.

૧ પેહેલુ સામાયક કરવું—તેમાં પહેલા ૭ પાઠ ઉભા રહ્યા કહેવાના છે ને "નમોથ્થુણં "નો પાઠ કહેતી વખતે બેસવાનું છે.

---

## ૧ પ્રથમ સામાયક આવસ્યક.

૧ સામાયક લઇને તરત પ્રતિક્રમણ કરવાનો વખત થયો હોય તો તરત પ્રથમ આવસ્યકની આજ્ઞા લેવી.

૨ સામાયક કર્યાને ઓછામાં ઓછી એક ઘડિ થઇ હોય તે પછી પ્રતિક્રમણ આદરવું હોય તો મુનિરાજને ત્રણ વખત ઉઠી બેશી વંદન કરી ક્ષેત્ર વિશુદ્ધ કરવાની આજ્ઞા માગવી ને "નમોક્કારનો" પાઠ "ઇચ્છામિ પડિકમણાનો" પાઠ "તસ્સઉત્તરીનો" પાઠ ભણી "ઇરિયા વહિ" નો કાઉસગ્ગ કરી કાઉસગ્ગ પાળી "લોગસ્સ"નો પાઠ કહી ડાબો ઢીંચણ ઉભો રાખી બે "નમોથ્થુણં" કહેવાને પછી પ્રથમ આવસ્યકની આજ્ઞા લેવી.

૩ આ પ્રથમ સામાયક આવસ્યકની આજ્ઞા માગતા પહેલા આસનથી નીચે ઉતરી ઉભા થવું ને બે હાથ જોડી "તિખ્ખુતા"નો પાઠ ભણી ત્રણ વખત મુનીને વંદન કરવું. મુની ન હોય તો સિદ્ધ ભગવંતની સાખે કે વર્ત્તમાન તિર્થંકરની સાખે આજ્ઞા માગવી,

(૧) પછી પાઠ ૧ "ઇચ્છામિણંભંતે"નો કહેવો

(૨) પછી "નમોક્કાર" મંત્ર ભણવો (૩) "કરેમિભંતે"નો પાઠ ભણવો (૪) પછી પાઠના૦ ૨ નો "ઇચ્છામિઠામિ કાઉસગ્ગ"નો કહેવો (૫) પછી "તસ્સઉત્તરી"નો કહેવો (૬) પછી "નવાણું અતિચાર" નો અથવા "ચાર લોગસ્સ" અથવા બત્રિસ "નમોક્કાર"નો કાઉસગ્ગ કરવો તે ઉપરાંત એક "નમોક્કાર"નો કાઉસગ્ગ કરી "નમો અરિહંતાણં" કહી કાઉસગ્ગ પાળવો. આ કાઉસગ્ગ ઉભા રહીને કરવો પછી અશકિતના કારણથી નીચે બેસીને પણ કરાય.

---

૨ ચઉવીસંથ્થો આવસ્યક બીજો

પછી "તિખ્ખુત્તાનો" પાઠ ભણી મુનીને વંદન કરી બીજા આવસ્યકની આજ્ઞા માગવી ને ઉભા ઉભા "લોગસ્સનો" પાઠ કરવો.

---

૩ વંદણા આવસ્યક ત્રીજો

પછી "તિખ્ખુત્તાનો" પાઠ ભણીને વંદન કરીને ત્રીજા વંદણા આવસ્યકની આજ્ઞા માગવી. પછી પોતાનું આસન મુકી નીચે બેસીને બે ઢીચણ ઉભા રાખીને બે હાથ જોડી પાઠ ૩ જો "ઇચ્છામિ ખમાસમણાનો" એ વખત કહેવો.

આ પાઠમાં "નિસીહિ" આવે ત્યાં ઉકડુ આસને એટલે બે ઢીચણ ઉભા રાખી ગુરૂ પાસે બેસીને "આવસિયાએ" શબ્દ આવે ત્યારે ગુરૂ પાસેથી ઉભા થઇ પાઠ પુરો કરવો ને બીજી વખત આ પાઠ બોલતા "નિસીહિ" શબ્દ આવે ત્યારે

પાછુ ઉકડુ આસને બધો પાઠ પુરો થતા સુધી બે-સવું અને "આવસિયાએ" શબ્દ બીજી વખત બોલવાનો નથી કેમકે અવગ્રહ બાહિર નિકલેવું નથી, સ્થાનકે બેસી કહેવાનો છે.

---

૪ પ્રતિક્રમણ આવસ્યક ચોથો—

ઉભા થઇ "તિખ્ખુત્તાનો" પાઠ ભણી વં-દન કરીને ચોથા આવસ્યકની આજ્ઞા માગવી પછી "જ્ઞાનના" અતિચારના પાઠ ૪ થી ૨૧ મો "ચોદ પ્રકારના સમુર્છિમનો" છે ત્યાં સુધીના પાઠ ભણવા. પછી "ઇચ્છામિઠામિ"ના પાઠ ભણવો પછી "ન-મોક્કારનો" પાઠ ભણવો પછી "કરેમિભંતેનો" પાઠ ભણવો.

પછી જમણો ઢીંચણ ઉભો રાખી બે હાથ જોડી પગે લાગી બેસીને પાઠ ૨૨ મો "ચતારિ મંગ-લિકનો" કહેવો. પછી "ઇચ્છામિ ઠામિનો" પાઠ કહી પછી "ઇચ્છામિ પડિક્કમિઉંનો" પાઠ કહેવો.

પછી ઉભા થઇ વંદણા કરી "સમણસુત્રની" આજ્ઞા લેવી. પછી બેસી "સમણસુત્ર" પાઠ ૨૩-૨૪-૨૫-૨૬ સંપુર્ણ ભણી પાઠ ૨૭ મો "નમો ચ-ઉવીસાએ" નો ભણતા "અબ્ભુઠિઓમિ આરાહ-ણાએ" એ સબ્દ આવે ત્યારે ઉભા થઇ પાઠ પુરો કરવો ને બે હાથ જોડી ગુર્વાદિકને વંદણા કરી ખામણાની આજ્ઞા માગવી.

જે સંઘાડામાં વંદણા બોલવાનો રિવાજ છે તે સઘાડાવાળા વંદણાની આજ્ઞા લેતા પહેલાં પાઠ ૨૭ માં "અબ્ભુઠિઓમિ આરાહણાએ" શબ્દ આવે ત્યાં બે ઢીંચણ ઉભા કરી તે પાઠ પૂર્ણ કરી પોતાનુ આસન મુકી બે વખત ખમાસમણાનો પાઠ કહે છે—ને જેઓ ખામણા કહે છે તે ખમાસમણાનો પાઠ બે વખત ખામણા પુરા કર્યા પછી કહે છે.

પછી પાંચ વંદણા કે પાંચ પ્રકારના ખામણાનો પાઠ બેસીને બોલી શ્રાવક શ્રાવિકાને ખમત ખામણાંનો છઠો પાઠ કહી ચોરાશી લક્ષ જીવાજોનીને ખમત ખામણાનો પાઠ કહેવો.

---

### ૫ કાઉસગ્ગ આવસ્યક પાંચમો.

પછી ઉભા થઇ "તિખ્ખુત્તા"નો પાઠ ભણી વંદન કરી પાંચમા આવસ્યકની આજ્ઞા માગવી પછી "દેવસિ પ્રાયશ્ચિત વિશુધનાર્થે કરેમિ કાઉસગ્ગ" કહીને "નમોક્કાર" પાઠ કહી "કરેમિભંતે" નો પાઠ કહી "ઇચ્છામિઠામિ કાઉસગ્ગ"નો પાઠ કહી, "તસ્સ ઉત્તરી"નો પાઠ કહી ઉભા ઉભા કાઉસગ્ગ કરવો—કાઉસગ્ગ પોતે જાતેજ કહેવો—

આંહી દરીયાપુરી ગચ્છવાળા દિવસ તથા રાત્રિ પ્રતિક્રમણમાં ધર્મ ધ્યાનનો કાઉસગ્ગ કહે છે ને રાત્રિ પ્રતિક્રમણમાં તે ઉપરાંત તપના બાર બોલ વધારે કહે છે. બીજા ગચ્છવાળા ધર્મ ધ્યાનને બદલે દેવસિ રાયસિ પ્રતિક્રમણમાં ચાર લોગસ્સનો કાઉસગ્ગ કહે છે જયારે દરિયાપુરી ગચ્છવાળા બે લોગસ્સનો પાઠ

ભણેછે. પાક્ષી પ્રતિક્રમણમાં બાર લોગસ્સનો, ચઉ- માસી પ્રતિક્રમણમાં વીસ લોગસ્સનો ને સંવત્સરી પ્રતિક્રમણમાં ચાળીસ લોગસ્સનો કાઉસગ્ગ કહે છે. દરેક કાઉસગ્ગને અંતે એક "નમોક્કાર"નો પાઠ પુરો કરી ( નમો અરિહંતાણં ) શબ્દ કહી કાઉસગ્ગ પાળવો.

પછી લોગસ્સનો પાઠ બોલવો પછી બેસી આ- સન મુકી બે વખત (ઇચ્છામિ ખમાસમણાનો) પાઠ કહેવો.

---

૬ પચ્ચખ્ખાણ આવસ્યક છઠો.

પછી ત્રણ વખત ઉઠી બેસી ગુરૂને વંદના કરી છઠા આવસ્યકની આજ્ઞા માગીને પચ્ચખાણ કરાવવા ગુરૂને સવિનયે કહેવું. તેઓએ પચ્ચખાણ કરાવ્યા બાદ બધા મુનીને વાંદીને છએ આવસ્યકના નામ કહેવા. છેવટ ડાબો ઢીંચણ ઉભો રાખી બે (નમોથ્થુણં) કહીને ત્રીજુ (નમોથ્થુણં) (મમ ધમ્મ આયરિયસ્સ) એમ કહેવું.

પછી સામાયકનો વખત પુરો થઓ હોય તો પારવી.

---

## પ્રતિક્રમણ કરવામાં ધ્યાનમાં રાખવાના સા- ધારણ નિયમ.

૧ પ્રતિક્રમણ પાંચ પ્રકારનાં છે. ૧ દેવસિ, ૨ રા- યસિ, ૩ પખ્ખિ, ૪ ચઉમાસિ, ૫ સંવત્સરિ,

૨ (રાયસિ) પ્રતિક્રમણમાં 'દેવસિ' શબ્દને બ-

હલે 'રાયસિ' શબ્દ કહેવો ને (તપ) શબ્દ ઉચ્ચારવો.

૩ પખ્ખિ, ચઉમાસી, સંવત્સરી પ્રતિક્રમણમાં (દેવસિ) ને બદલે (પખ્ખિ, ચઉમાસી, સંવત્સરી) શબ્દ બોલવા.

૪ (દેવસિ) પ્રતિક્રમણનો વખત સુર્ય અસ્ત થતી વખતે પ્રથમ આવસ્યકની આજ્ઞા લેવી.

૫ (રાયસિ) પ્રતિક્રમણનો વખત પુર્વ દિશા પીળી થએ પ્રથમ આવસ્યકની આજ્ઞા લેવી.

૬ પ્રતિક્રમણ બનતાસુધી ઉભા રહીજ કરવાનું છે.

૭ ચઉમાસી પ્રતિક્રમણમાં બે પ્રતિક્રમણ કરવા કહેલ છે તે એવી રીતે કે પહેલું (દેવસિ) પ્રતિક્રમણ ચાર આવસ્યક સુધી કહી પછી શરૂઆતથી ચઉમાસી પ્રતિક્રમણ કહેવુ. એ મુજબ સંવતસરીને દીવસે બે પ્રતિક્રમણ કહેવા.

---

## ગચ્છવાર ફેરફાર.

દરિયાપુરી ગચ્છમાં સામાયકમાં આજ્ઞા લીધા પછી ત્રણ નમોથ્થુણં કહેછે.

સામાયક પાળવામાં ફક્ત પાળવાનો પાઠ કહી ત્રણ નમોથ્થુણં કહે છે.—આગળના પાઠ બોલતા નથી.

દરિયાપુરી ગચ્છમાં ચોથા આવશ્યકમાં નવ—દસ ને અગીયારમા વ્રતમાં (દુવિહં, તિવિહેણં, નકરેમિ, નકારવેમિ, મણસા, વયસા, કાયસા, કરંતનાણું જાણઇ વયસા, કાયસા) એ પ્રમાણે બોલવાની રીતછે.

દરિયાપુરી ગચ્છામાં પ્રતિક્રમણમાં (બાર વ્રત,

સંથારાનો પાઠ, અઢાર પાપસ્થાનને વંદણા એટલા પાઠ બોલે છે ને "મિથ્યાત, સમુર્છિમ, ને સમણસુત્ર" એટલા પાઠ કહેવાનો ચાલ નથી. ને વાંદણા કહેછે છતાં ખમાસણાનો પાઠ બેવાર છેવટ બોલે છે. પાંચમાં આવસ્યકમાં પાંચે પડીકમણામાં "ધર્મ ધ્યાન" નો અથવા "બે લોગસ્સ" નો કાઉસગ્ગ કરવામાં આવે છે.

કેટલાક પાઠ વારમવાર આવે છે તે બાબત સુચના.

૧ "કરેમિભંતે સામાયં" પાઠ પડીકમણામાં ત્રણવાર આવે છે. ૧ પહેલા સામાયક આવસ્યકમાં ૨ ચોથા પ્રતિક્રમણ આવસ્યકમાં સામાયક અતિચાર આળોવવા માટે, ૩ પાચમાં કાઉસગ્ગ આવસ્યકમાં પુરે દોષ આળોવ્યા છે તે શુદ્ધ કરવાને પાછલો કાઉસગ્ગ કરવો છે તે માટે,

૨ "ઇચ્છામિ ઠામિ" નો પાઠ ચારવાર આવે છે ૧ પેહેલો સામાયક આવસ્યકમાં પ્રથમ કાઉસગ્ગ કરવા ૨-૩ ચોથા પ્રતિક્રમણ આવસ્યકમાં બે વખત અતિચાર આળોવવા માટે ૪ પાંચમા કાઉસગ્ગ આવસ્યકમાં છેલો કાઉસગ્ગ કરવા.

૩ "ચઉવીસંથા" નો પાઠ બેવાર આવે છે ૧ બીજા આવસ્યકમાં તે પુરો થવા માટે
૨ પાચમા કાઉસગ્ગ આવસ્યકને છેડે કાઉસગ્ગ પાળ્યા પછી જીનસ્તવન માટે.

૪ "ઇચ્છામિ ખમાસમણનો" પાઠ ત્રણવાર આવે છે (૧) તીજો વાંદણા આવસ્યક પુરો કરવા માટે

(૨) ચોથા આવસ્યકને છેડે વંદણા કે ખામણા પુરા કર્યા પછી ગુરૂને વિશેષે વાંદવા માટે (૩) પાંચમા આવસ્યકને છેડે પડીકમણુ પુરૂ થયે ગુરૂને વાંદણા દેઈને છઠો આવસ્યક કરવો તે માટે

---

# સાધુજીનું પ્રતિક્રમણ.

પાઠ ૧—કરેમિભંતે સામાયક સવ્વંસાવજજોગંપચ્ચખામી જાવજીવાએતેવિહં તિવિહેણ મણેણં વાયાએ કાએણં નકરેમિ નકારવેમિ કરંતંપી અન્નેનસમણુજાણામિ તસ્સભંતે પડીકમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામી. પાઠ ૨—ઇચ્છામિઠામી કાઉસગ્ગં જોમેદેવસીયો અઇયારકઓ કાઇઓ વાઇયો માણસીયો ઉસુતો ઉમગ્ગો અકપ્પો અકરણીજો દુઝાઓ દુવિચિંતિયો અણાયારો અણિછીયવ્વો સમણગપાઉગો નાણેતહદંસણે ચારિતેસુએસમાહિએ તિન્હંગુત્તીએણં ચઉન્હંકસાયાણં પંચહીમહાવ્વયાણં છન્હંજીવનીકાએણં સત્તસુપીંડેસીયાણં અઠેસુપાઉમેસીયાણં નવેવિહેબંભચેર ગુત્તીએણં દસવિહે સમણધમ્મે સમણેહં જોગએહિં જંખંડીયં જંવિરાહીયં તસ્સમિચ્છામિદુક્કડં.

---

## પહેલું મહાવ્રત.

પેહેલું માહાવ્રત સવ્વઓ પાણાઇવાયાઓ વેરમણં દ્રવ્યથકી છકાયજીવની હિંશા કરવી નહીં, કરાવવી નહી, કરતા પ્રત્તે ભલું જાણું નહિ, ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાલથકી જાવ જીવ સુધી, ભાવથકી ઉપીયોગ સહીત, ગુણથકી સંવર ગુણ, પેહેલા મહાવ્રતની પાંચ ભાવના, પેહેલીઇર્યા ભાવના, બીજીમન ભાવના, ત્રીજી વચન ભાવના ચોથીએષણા ભાવના પાંચમી આયાણભંડમત્તનિખેવણાભાવના એ પેહેલા મહાવ્રતની પાંચ ભાવનાને વિષે પાપ દોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૧ ॥

---

## બીજું મહાવ્રત.

બીજું મહાવ્રત સવ્વાઓ, મુસાવાયાઓ વેરમણં, દ્રવ્યથકી મૃષાવાદ-જુઠું બોલું નહી, બોલાવું નહી, બોલતા પ્રત્યે ભલું જાણું નહી, ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાલથકી જાવ જીવ સુધી ભાવથકી ઉપિયોગ સહીત ગુણથકી સંવર ગુણ, બીજા મહાવ્રતની પાંચ ભાવના-પેહેલી ભાવનાએ વિવેકે વિચારીને બોલવું, વિના વિચારે બોલવું નહી, બીજી ભાવનાએ ક્રોધે કરિ જુઠું બોલવું નહી, ક્રોધ આવે તો ક્ષમા રાખવી, ત્રીજી ભાવનાએ લોભે કરી જુંઠું બોલવું નહી, લોભ આવે તો સંતોષ

રાખવો. ચોથી ભાવનાએ ભયે કરી જુઠું બોલવું નહી, ભય આવેતો ધીરજ રાખવી. પાંચમી ભાવનાએ હાંશે કરી જુઠું બોલવું નહી, હાંશ આવે તો મૌન્ય રહેવું. એ બીજા મહાવ્રતની પાંચ ભાવનાને વિષે પાપ દોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં ॥ ૨ ॥

---

## ત્રીજું મહાવ્રત.

ત્રીજું મહાવ્રત સવ્વાઓ, અદિના દાણાઓ વેરમણં, દ્રવ્યથકી અદતા દાન લેવું નહિ; લેવરાવું નહી, લેતા પ્રત્યે ભલું જાણું નહિ, ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાલથકી જાવજીવ સુધી, ભાવથકી ઉપીયોગ સહીત, ગુણથકી સંવર ગુણ; ત્રીજા માહાવ્રતની પાંચ ભાવના, પેહેલી ભાવનાએ અઢાર જાતિના સ્થાનક નિર્દોષ જાચીને ભોગવવાં; વિના જાચે ભોગવવા નહી. બીજી ભાવનાએ, તૃણ કાષ્ટ કાંકરો દિનદિન પ્રત્યે યાચીને ભોગવવું વિનાજાચે ભોગવવું નહી. ત્રીજી ભાવનાએ અખડાઅખડી, સ્થાનક સમારવું નહી. ચોથી ભાવનાએ, શ્વર્મિંદું દેવનું, ઈંદ્રનું, રાજાનું, ગાથાપતીનું, સેજ્યાંતરનું, અદતા દાન લેવું નહી. પાંચમી ભાવનાએ, ગુરૂનો ગરઢાનો, રોગીનો, તપશ્વીનો, નવદિક્ષીત શિષ્યનો, આચાર્યનો, ઉપાધ્યાયનો વિનય વૈયાવચ્ચ કરવો, વનય વૈયાવચ્ચ કરતાં તપ થાય તપથી ધર્મ થાય

એ ત્રીજા મહાવ્રતની પાંચ ભાવનાને વિષે પાપ દોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં ॥ ૩ ॥

---

## ચોથું મહાવ્રત.

ચોથું મહાવ્રત સવ્વાઓ મેહુણાઓ વેરમણં દ્રવ્યથકી મૈથુન સેવવું નહી, સેવરાવવું નહી, સેવતા પ્રત્યે ભલું જાણું નહી, ક્ષેત્રથકી આખાલોક પ્રમાણે, કાલથકી જાવજીવ સુધી, ભાવથકી ઉપીયોગસહીત ગુણથકી સંવરગુણ, ચોથા મહાવ્રતની પાંચભાવના-પેહેલીભાવનાએ પશુપંડગરહીત સ્થાનક ભોગવવું, સહીત ભોગવવુંનહી. બીજીભાવનાએસ્ત્રીનીકથાવારતાકરવીનહી.ત્રીજીભાવનાએસ્ત્રીનાં અંગોપાંગ નિરખવાં નહી, ચોથી ભાવનાએ પૂર્વનાં કાંમ ભોગ સંભારવાં નહી; પાંચમી ભાવનાએ દિનદિન પ્રત્યે સરસ આહાર કરવો નહી,એ ચોથા મહાવ્રતની પાંચ ભાવનાનેં વિષે જે કોઇ પાપદોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિદુક્કડં. ॥ ૪ ॥

---

## પાંચમું મહાવ્રત

પાંચમું મહાવ્રત સવ્વાઓ પરિગ્ગહાઓ વેરમણં દ્રવ્યથકી પરિગ્રહ રાખવો નહી, રખાવવો નહી; રાખતા પ્રત્યે ભલું જાણું નહી, ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાલથકી જાવજીવ સુધી, ભાવથકી ઉપીયોગ સહીત, ગુણથકી સંવરગુણ, પાંચમા મ-

હાવ્રતની પાંચ ભાવના, પેહેલી ભાવનાએ—સારા શબ્દ ઉપર રાગ રાખવો નહીં, માઠા શબ્દ ઉપર દ્વેષ રાખવો નહીં, બીજી ભાવનાએ સારા રૂપ ઉપર રાગ રાખવો નહીં; માઠા ઉપર દ્વેષ રાખવો નહીં, ત્રીજી ભાવનાએ સારા ગંધ ઉપર રાગ રાખવો નહીં, માઠા ઉપર દ્વેષ રાખવો નહીં, ચોથી ભાવનાએ સારા રસ ઉપર રાગ રાખવો નહીં, માઠા ઉપર દ્વેષ રાખવો નહીં; પાંચમી ભાવનાએ સારા ફરસ ઉપર રાગ રાખવો નહીં, માઠા ઉપર દ્વેષ રાખવો નહીં; એ પાંચમા મહાવ્રતની પાંચ ભાવનાને વિષે પાપ દોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં ॥ ૫ ॥

---

## છઠુ રાત્રી ભોજન.

છઠુ રાત્રી ભોજન અસણં પાયણં ખાઇમં સાઇમં દ્રવ્યથકી રાત્રિ ભોજન કરવું નહી કરાવવું નહી, કરતા પ્રત્યે ભલું જાણું નહી, ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાલથકી જાવજીવ સુધી, ભાવથકી ઉપાયોગ સહીત, ગુણથકી સંવર ગુણ; એહેવા છઠા રાત્રી ભોજનને વિષે જો દોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૬ ॥

---

## હવે પાંચસુમતિકહે છે.

પેહેલી આલંબનનીઈર્યા સુમતિ, દ્રવ્યથકી જ્ઞાન

દર્શન, ચારિત્ર, તપ સહીત પ્રવર્તવું, અજત-
નાને મારગે ચાલવું નહી, ક્ષેત્રથકી ધુંસરા પ્રમાણે
જોઇને ચાલવું, વિના જોયે ચાલવું નહી, કાલથકી
દીવસે જોઇને ચાલવું, રાત્રીયે ચાલવું નહી. ભા-
વથકી ઉપીયોગ સહીત, ગુણથકી સંવર ગુણ એ
પેહેલી ઇર્યાસુમતીને વિષે જો દોષ લાગ્યો હોય તો
તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૭ ॥

---

## બીજી ભાષાસુમતિ.

કઠોર ભાષા ૧ કર્કશ ભાષા ૨ નિશ્રે ભાષા ૩
સાવધ્ય ભાષા ૪ જુઠી ભાષા ૫ મિશ્ર ભાષા ૬
હિંશાકારી ૭ છેદકારી ૮ ભેદકારી ૯ પરજીવનેં પીડા-
કારી ૧૦ ક્રોધકારી ૧૧ માનકારી ૧૨ માયાકારી ૧૩
લોભકારી ૧૪ રાગકારી ૧૫ દ્વેષકારી ૧૬ દ્રવ્યથકી સોલે
પ્રકારની સાવધ્ય ભાષા બોલવી નહી, ક્ષેત્રથકી વાટે
ચાલતાં અસંયતીની સાથે બોલવું નહી, કાલથકી
પોહોર રાત્રી ગયા પછી ગાઢે ગાઢે શબ્દે બોલવું
નહી, ભાવથકી ઉપીયોગ સહીત, ગુણથકી સંવર
ગુણ. બીજી ભાષા સુમતિનેં વિષે પાપ દોષ લાગ્યો
હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૮ ॥

---

## ત્રીજી એષણાસુમતિ.

ત્રીજીએષણા સુમતિ–સોલ ઉદગમણના દોષ, સો-
લ ઉતપાતના દોષ, દશએષણાના દોષ પાંચ માંડ-

લીયાના દોષ, દ્રવ્યથકી સુડતાલીસ દોષ રહીત, આહાર પાણી ભોગવવો, સહીત ભોગવવો નહી. ક્ષેત્રથકી બે ગાઉ ઉપરાંત ગોચરીયે જવું નહી, કાલથકી પેહેલા પોહોરનો આહાર પાણી પાછલે પોહેરે ભોગવવો નહી, ભાવથકી ઉપીયોગ સહીત, ગુણથકી સંવરગુણ. ત્રીજી એષણા સુમતીને વિષે જે દોષ લાગ્યો હોય તે તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૯ ॥

---

## ચોથી આયાણ ભંડમત્ત નિખેવણ સુમતિ

આયાણ કહેતાં લેવું, ભંડકહેતા વસ્ત્રપાત્ર, મત્ત કહેતાં માત્રીયું નિખેવણા કહેતા મુકવું, દ્રવ્ય થકી પુંજી પલેવીને મુકવું, ક્ષેત્રથકી ગ્રહસ્થીને ઘેર મુકવું નહી, કાલથકી બેટંકનું પડિલેહણ કરવું, ભાવથકી ઉપીયોગ સહીત, ગુણ થકી સંવર ગુણ—એ ચોથી આયાણભંડ મત્તનિખેવણ સુમતિને વિષે જે દોષ લાગ્યો હોય તે તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૧૦ ॥

---

## પાંચમી ઉચ્ચાર પાસવણ ખેલજલ સંઘાણપરિઠાવણીયા સુમતિ.

ઉચ્ચાર કહેતા વડિનીતી, પાસવણ કહેતાં લઘુનીતી, ખેલ કહેતા બલખો જલ કહેતાં પરસેવો, સંઘેણ કહેતા નાકનો મેલ, દ્રવ્યથકી પુંજી પુંજી પલેવીને પરઠવવું, ક્ષેત્રથકી દ્વેષ કરેતો, ગ્રહસ્થીને આંગણે પરઠવવું નહી, કાલથકી દિવસે જોઇને

રાત્રીયે પરઠવવું, ભાવથકી ઉપીયોગ સહીત, ગુણ-
થકી સંવરગુણ, સ્થાનકથી જાતાં આવસહી,
આવસહી, કીધું ન હોય, સ્થાનકમાં આવતાં નિ-
સિહી નિસિહી કીધુ ન હોય, શકેદ્રની આજ્ઞા માગી
ન હોય, જસઉગહં, અણુજાણહ, કીધુ ન હોય,
થોડુ થોડુ પુંજીું હોય ને ઘણું ઘણું પરઠવ્યું હોય
તો પાંચમી ઉચ્ચાર પાસવણ, ખેલ જલ સંઘાણ
પરિઠાવણીયા સુમતિને વિષે જો કોઈ દોષ લાગ્યો
હોય તો, તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૧૧ ॥

---

## હવે ત્રણગુપ્તીકહે છે.

પેહેલી મનગુપ્તી, માઠી લેશ્યા, માઠુ ધ્યાન,
માઠા અધ્યવસાય, માઠા પ્રણામ, દ્રવ્યથકી આર્ત-
ધ્યાન, રૌદ્રધ્યાન ધ્યાવું નહી, ક્ષેત્રથકી આખા
લોક પ્રમાણે, કાલથકી જાવજીવ સુધી, ભાવથકી
ઉપીયોગ સહીત ગુણથકી સંવરગુણ, એવી પેહેલી
મન ગુપ્તીને વિષે જો કોઈ દોષ લાગ્યો હોય તો,
તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૧૨ ॥

---

## બીજી વચનગુપ્તી.

ક્રોધકારી, માનકારી, માયાકારી, લોભકારી, રાગકારી,
દ્વેષકારી, દ્રવ્યથકી સાવધ વચન બોલવું નહી, ક્ષેત્ર-
થકી આખા લોક પ્રમાણે, કાલથકી જાવજીવ શુધી
ભાવથકી ઉપીયોગ સહીત ગુણથકી સંવર ગુણ,

એ બીજી વચન ગુપ્તીને વિષે જો દોષ લાગ્યો હોય તો તસ્સામિચ્છામિ દુક્કડં. ॥ ૧૩ ॥

---

## ત્રીજી કાયગુપ્તી.

હાલતા ચાલતા ઉઠતા બેસતા પુંજતાં પલેવતાં ખાસતા છીંકતા, દ્રવ્યથકી અસંયમને વિષે કાયા પ્રવર્તાવવી નહી, ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે, કાલથકી જાવજીવ સુધી, ભાવથકી ઉપોયોગ સહીત, ગુણથકી સંવર ગુણ, એ ત્રીજી કાય ગુપ્તીને વિષે જે દોષ લાગ્યો હોય તે, તસ્સમિચ્છામિ દુક્કડં, " એ પાંચ સુમતિ ત્રણ ગુપ્તીને વિષે જે કોઈ પાપ દોષ લાગ્યો હોય તો અનંતા સિદ્ધ ભગવંત ની સાખે માહારે તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૧૪ ॥

---

## હવે છ કાયનો આલાવો કહે છે.

કાલી માટી, પીલી માટી, ધોળી માટી, રાતી માટી, લિલી માટી, હીંગલો, હડતાલ, હરમચી, લુંણ, ખારો, અબરખ, ગેરૂ, ગોપીચંદન, ઇત્યાદીક, પ્રથવીકાય જીવ, સુક્ષમને બાદર, પ્રજાપ્તાને અપ્રજા પ્તાજે કોઈ જીવની વિરાધના થઇ હોય તો, તસ્સમિચ્છામિ દુક્કડં; ॥ ૧૫ ॥

---

## બીજી અપકાય.

ઉસનું પાણી, હીંમનું પાણી, ઠારનું પાણી, મેઘ-

રવાનું પાણી, સમુદ્રનું પાણી, તલાવનું પાણી, કુવાનું પાણી, વરસાદનું પાણી, ઇત્યાદીક, છાંટોછ્ટકો લાગ્યો હોયને, સુક્ષમને બાદર, પ્રજાસા અપ્રજાસા, એ અપકાયના જીવની વિરાધના થઇ હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૧૬ ॥

---

## ત્રીજી તેઉકાય.

કુભારની અગ્ની, લુહારના અગ્ની, ભાડભુંજાની અગ્ની, ચુલાની અગ્ની, ઝાલાની અગ્ની, કટકાની અગ્ની, મુમુરાના અગ્ની, વિજલીની અગ્ની, ચકમકની અગ્ની, ઇત્યાદિક, સુક્ષમને બાદર, પ્રજાસાને અપ્રજાસા, એ તેઉ કાયજીવની વિરાધના થઇ હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૧૭ ॥

---

## ચોથી વાયુકાય.

પુર્વનો વાયુ, પશ્ચીમનો વાયુ, ઉતરનો વાયુ, દક્ષીણનો વાયુ, ઉંચી દીસાનો વાયુ, નિચી દીસાનો વાયુ, વિદીસાનો વાયુ, મંડલીયો વાયુ, ધન વાયુ, તન વાયુ, સુપડે કરી વિંઝણે કરી, લુગડે કરી, પાનડે કરી, નાકે કરી, છીંકે કરી, તાલીયે કરી, ચપટીયે કરી, ખાસતા છીકતા, ઇત્યાદીક, સુક્ષમને બાદર, પ્રજાસાને અપ્રજાસા, એ વાયુ કાયના જીવની વિરાધના થઇ હોય તો, તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૧૮ ॥

---

## પાંચમી વનસ્પતી કાય.

રૂખા, ગુછા, ગુમા, લયા વેલા લતા ત્રણા કંદમુલ ખંધત્વચા, સાખા પ્રતિસાખા, કુંપલ, પાંદડા, ફુલફુલ બીજ નીલ ફુલ, કણ કપાસીયા, અંકુરા પ્રત્યેકને, સાધારણ, ઇત્યાદીક, સુક્ષમને બાદર પ્રજાપ્તાને અપ્રજાપ્તા, એ વનસપતી કાયના જીવની વિરાધના થઇ હોય તો, તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૧૯ ॥

---

## છઠી ત્રસ કાયતેમા બે ઇંદ્રી કાય.

એલ મેલ લટ કીડા કરમીયા, પુરાજલો અલસીયા, કોડા કોડી સંખ છીપ ઇત્યાદિક, પ્રજાપ્તા અપ્રજાપ્તા, એ બે ઇંદ્રી કાય જીવની વિરાધના થઇ હોય તો, તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૨૦ ॥

---

## તે ઇંદ્રી કાય.

કીડી મંકોડી મંકોડા ચાંચડ માંકણ જુ લીખ ઉધેહી ધનેરાં કાંનખજુરા ઇત્યાદિક તેંદ્રીજીવની વિરાધના થઇ હોયતો પ્રજાપ્તાને અપ્રજાપ્તાને વિષે પાપ દોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં. ॥ ૨૧ ॥

---

## ચૌઇંદ્રીકાય.

તે ભમરા ભમરી મખર તીડ પતંગીયા વિંછીડાંસ મછી કુંતી તમરી કંસારી ઇત્યાદિક ચૌઇંદ્રી જીવની

વિરાધના થઇ હોય તો પ્રજાપ્તાને અપ્રજાપ્તાને વિષે પાપદોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં ॥ ૨૨ ॥

---

## પચેંદ્રીકાય.

તે જલચરથલચર ખેચર ઉરપર ભુજપર સંજ્ઞી ને અસંજ્ઞી ગર્ભજને સમુંછિમ ઇત્યાદીક પચેંદ્રીકાય જીવની વીરધના થઇ હોય તો પ્રજાપ્તાને અપ્રજાપ્તાને વિષે પાપ દોષ લાગ્યો હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં ॥ ૨૩ ॥

ઇતિ પાંચ મહાવ્રત પાંચ સુમતિ ત્રણ ગુપ્તીને છકાયના આલાવા સંપૂર્ણમ ॥

---

## સાધુના પ્રતિક્રમણની વિધિ.

પા૦ ૧ લો—કરેમિભતેનો ખાસ પાઠ લખ્યો છે તે સિવાય બધો શ્રાવકના પ્રતિક્રમણ મુજબ.

પા૦ ૨ જો ખાસ લખ્યો છે તે મુજબ.

પા૦ ૩ જો શ્રાવકના પ્રતિક્રમણ મુજબ.

પા૦ ૪ થો શ્રાવકના પ્રતિક્રમણ મુજબ.

પા૦ ૫ મો શ્રાવકના પ્રતિક્રમણ મુજબ.

પા૦ ૬-૭-૮-૯-૧૦ સુધીના શ્રાવકના પાંચ અણુવ્રતને બદલે પાંચ મહાવ્રતનો ખાસ પાઠ લખ્યો છે તે મુજબ.

પા૦ ૧૧-૧૨-૧૩ શ્રાવકના ગુણવ્રતને ૧૪-૧૫-૧૬-૧૭ શ્રાવકના શીક્ષાવ્રતને બદલે છઠું રાત્રી

ભોજનનો પાઠ, પાંચ સુમતિને ત્રણ ગુપ્તીને છ કાયના આળાવાના ખાસ પાઠ લખેલ છે તે મુજબ.

પા૦ ૧૮ સથારાનો સાધુને બોલવાનો નથી.

પા૦ ૧૯-૨૦-૨૧-૨૨-૨૩-૨૪-૨૫—૨૬—૨૭—૨૮ થી ૩૩ ને ૩૪ તથા ૩૫ શ્રાવકના પ્રતિક્રમણ મુજબ.

---*---

ઘન ઘાતી ચાર કર્મના નામ,—

૧ જ્ઞાનાવર્ણિ, ૨ દર્શનાવર્ણિ, ૩ મોહની અને ૪ અંતરાઇ.

શ્રી સિદ્ધભગવંતજીના આઠ ગુણના નામ—(કયા કયા કર્મ ક્ષય કરીને કઈ કઇ જાતના ગુણ તેઓનાથી પ્રગટ થયેલ છે તે કહે છે ) ૧ જ્ઞાનાવરણી કર્મ ક્ષય કરીને અનંતું જ્ઞાન, ૨. દર્શનાવરણી કર્મ ક્ષય કરીને દર્શન, ૩ વેદની કર્મ ક્ષય કરીને આત્મયીક સુખ, ૪. મોહની કર્મ ક્ષય કરીને સમકિત, ૫. આઉખું કર્મ ક્ષય કરીને અક્ષય સ્થીતિ, ૬. નામ કર્મ ક્ષય કરીને અમુરતિ, ૭ ગોત્ર કર્મ ક્ષય કરીને અગુરૂ ( લઘુ ), ૮ અંતરાઇ કર્મ ક્ષય કરીને અનંતી આત્મયીક શક્તિ.

કયા આઠ આચાર પ્રમાણે વરતવાથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે તે કેહેછે.

૧ બત્રીશ પ્રકારની અસઝાય વરજીને કાળ એટલે વખતસર ભણવું ૨ વીનય સહીત ભણવું ૩

જ્ઞાનનો આદર સત્કાર કરી ભણવું ૪ ઉપધ્યાન સહીત ( સુત્ર શીખવાને જે જે તપ કરવો કહ્યો છે તે તે કરીને ) ભણવું ૫ ઉપકારીનો ગુણ ભુલવો નહિં ૬ શુદ્ધ ઉચ્ચાર સહીત ભણવું ૭ અર્થ સહીત ભણવું ૮ પાઠ અર્થ ઇત્યાદિ શુદ્ધ ભણવું.

કયા આઠ આચાર પ્રમાણે વરતવાથી સમકિતની શુધ્ધી થાય છે તે કહેછે.

૧ જીન ભાષિતમાં શંકા ન રાખવાથી ૨ કંખા રહીત એટલે અન્યમતની વાંછના ન કરવી ૩ કરણીનાં ફળનો સંદેહ ન રાખવાથી ૪ અન્ય મતનાં આડંબર દેખી નહિં મુઝાતા અમુઢ દ્રષ્ટીપણે રેહવાથી ૫ ઉપકારીના ગુણ દીપાવાથી ૬ પડતાને એટલે ધર્મમાર્ગથી લથડી જતાને સ્થીર કરવાથી ૭ ચતુરવિધ સંઘની યથા યોગ વાચ્છલ્ય ( મદદ ) કરવાથી ૮ જૈન મારગનો મહિમા નિર્વિઘ્નપણે પ્રણમાવવાથી.

૧૦ દશ પ્રકારના યતિધર્મ—૧ ક્ષાંતિ એટલે ક્ષમાનો ભાવ અને ક્રોધનો અભાવ, ૨ મુત્તિ એટલે નિર્લોભપણું, ૩ અજ્જવે એટલે આર્જવ, સરલચિત્ત માયા રહીત, ૪ મદ્દવે એટલે માર્દવ સુકુમાળપણે માન ત્યાગવંત. ૫ તવે એટલે ઇચ્છા, નિરોધ બાર પ્રકારના ભેદનો તપ, ૬ સંજમે એટલે આશ્રવનું રૂંધન કરી સંયમ પાળવાના સત્તર ભેદ, ૭ લાઘવે એટલે દ્રવ્યથી ઉપગરણાદીક અને ભાવથી કર્માદિકનું હળવાપણું ૮ સચ્ચે એટલે સત્ય ધર્મ

અને વાચા, ૯ ચિયાએ એટલે ચોરીને ત્યાગ અ-કિંચન, દ્રવ્ય, ભાવ અને પરિગ્રહ રહિત ( અને ) ૧૦ બ્રહ્મચર્ય એટલે મૈથુનને ત્યાગ.

---

## અગીઆર પ્રકારની શ્રાવકની પડિમા.

૧ દર્શન પડિમા એટલે પાખંડાદિક કહેતાં ત્રણ-સેં ત્રેસઠ પાખંડાનાં મત સંબંધીનાં દોષ વરજીને શુદ્ધ સમકિતનિર અતિચારપણે એક માસ સુધી પાળે

૨ વ્રત પડિમા એટલે પ્રાણાતિપાત વેરમણ પ્રમુ-ખ શુદ્ધવ્રતનિરઅતિચારપણે બે માસ સુધી પાળે

૩ સામાયક પડિમા એટલે હમેશાં ઉભયકાળ ( સવાર અને સાંજ બંને વખત )સામાયકવ્રતનિર અતિચારપણે ત્રણ માસ સુધી કરે.

૪ પોસહ પડિમા એટલે અષ્ટમી પ્રમુખ છતિથિ ચોવિહાર આઠ પહોરને પોસહ શુદ્ધ પાળે અને ( ચોદશ અને પુર્ણીમાં તેમજ ચોદશ અને અમા-વાસ્યા એ ચારે તિથિઓને સોળ પહોરને પોસહ) નિર અતિચારપણે ચાર માસ સુધી કરે.

૫ કાઉસગ્ગ પડિમા એટલે પોસહ વખતે એક રાત્રિમાં ચારે પહોરને કાઉસગ્ગ કરે જો એટલી શકતિ ન હોય તો પ્રત્યેક બે પહોરમાં સત્યાવિશ લોગસ્સને કાઉસગ કરે ૧ પોસહમાં દિવસ રાત્રિ બ્રહ્મચર્ય પાળી ૨ બીજા દિવસે પણ તેમજ કરી તે રાત્રીએ તે સંબંધીનું માન કરે વળી ૩ સ્નાન ન કરે ૪ ધોતીઆને પાછલો છેડો ( કાછડો ) ન

ખોસે અને ૫ રાત્રી ભોજન ન કરે આ પ્રમાણે પાંચે બોલ પાળી નિરઅતિચારપણે પાંચ માસ સુધી કરે.

૬ બ્રહ્મચર્ય પડિમા એટલે બ્રહ્મચર્ય દિવસ અને રાત્રિ નિર અતિચારપણે છ માસ સુધી પાળે.

૭ સચિત પરિહાર પડિમા-એટલે સચેત આહાર ન લેતાં અચેત આહારલે એમ પહેલી પડિમાંથી પછીની સઘલી પડિમાની વિધિ સહિત રહી એ પ્રમાણે નિર અતિચારપણે સાત માસ સુધી કરે.

૮ અણારંભ પડિમા-એટલે પોતે સચેતાદિકનો આરંભ આઠમાસ સુધી ન કરે.

૯ પેસારંભ વિવજણા પડિમા-એટલે પેક્ષ (દાશ) પુત્ર કલત્ર તેમજ વાણોતર આદિની પાસે નવ માસ સુધી આરંભ ન કરાવે.

૧૦ ઉદિષ્ટ કૃત પડિમા એટલે નિર્દોષ સિવાયના સદોષ અહાર પાણી સ્વનિમિત્તે કરેલ હોય તે કલ્પે નહિ, મસ્તક ખર મુંડન કરાવે, શીખા કહેતાં ચોટલી રાખવી હોય તો રાખે એવી રીતે પુર્વ ક્રીયા સહીત દસમાસ સુધી કરે.

૧૧ શ્રમણ ભૂત પડિમા એટલે રાજા સર્વજ્ઞ અને સજજન સમુદાય સમક્ષ યતિ વેષ ધારણ કરતાં પ્રખદાને કહે જે હું સર્વ વિરત્તિચારિત્રનથી લે તોપણ અગિઆર માસ સુધી પડિમા વરજુછું એમ કરી ઘરસ્વજનની મમતા ન કરે અને સાધુની પેઠે રજોહરણ અને વસ્ત્રાદિક પાત્ર લઇને ગ્રહસ્થનાં ઘરે

જઇ "ભિક્ષાંદેહિ" વચન કહી ભિક્ષા માગે, શુદ્ધ અન આહાર કલ્પે, મસ્તકે દેહ શકિત લોચ કરાવે અથવા ખર મુંડન કરાવે, પુર્વની પડિમામાં કહેલી સર્વ વિધિ પાળે, કોઇ માણસ ભેખ દેખીને વંદણા કરેતો કહે કે હું જતી નથી પણ પડિમા ધારી શ્રાવકછું. એ પ્રમાણે નિરઅતિચારપણે અગિઆર માસ સુધી પાળે. એ પ્રમાણે સઘળા મળીને અગિઆર પડિમા કરવાના છાસઠ માસ થાય.

શ્રી અરિહંતજીના કેવલ્ય પામ્યા પછીના બાર ગુણના નામ—(જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે સ્વામિ વિચરે, ઉભા રહે, બેસે, સમોસરે અને પધારે ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તેઓના પુન્યના પ્રભાવે જે જે થાય છે તે તે બતાવે છે. )

પોતાનાથી બારગણું ઉચ્ચું અશોકવૃક્ષ ઉત્પન્ન થઈ છાંયા કરે. ૨ પંચવરણા અચેત પુષ્પની વૃષ્ટી થઇ ઢીંચણપુર ઢગલા થાય. ૩ દેશનાં દેતાં જોજન પૂરવાણી સંભલાય અને તેથી શ્રોતાના મન હરે. ૪ ચોવીસ જોડ ચામર વીંઝાય. ૫ સ્ફટિક રત્નમય પાદપીઠ સહીત સિંહાસન ઉત્પન્ન થાય. ૬ માથામાં અંબોડા ઉપર જે ભામંડળ ( સોનેરી ચકતું ) રાખવામાં આવે છે તે જગ્યાએથી તેજનો પ્રકાસ થઇ અંધકારને અલગ કરે. ૭ આકાશમાં સાડીબાર ક્રોડ જાતના ગેબી વાજાં વાગે ૮ મસ્તક ઉપર ત્રણ છત્ર ઉપરા ઉપરી બિરાજે ૯ અનંત જ્ઞાનીપણું પ્રગટ થાય. ૧૦ અનંત અર્ચ્ચા—મહીમાંથી અતિ-

શય ( પરમ ) પૂજ્યપણું પ્રગટ થાય. ૧૧ અનંતા વચન ઉત્પન્ન થાય એટલે એક વચનમાં અનંતગમા ગુણ હોય ૧૨ અનંત અપાયાપગમ અતિશય તે સર્વ દોષરહીત થાય.

---

## તપનાં બાર ભેદ કહેવાનાં તેનાં નામ.

૧ અણુશણ, ૨ ઉણોદરી, ૩ વ્રતિસંક્ષેપ ૪ રસ પરિત્યાગ, ૫ કાયકલેષ, ૬ પંડિસંલિહનતા, ૭ પ્રાયશ્ચિત, ૮ વિનય, ૯ વૈયાવચ્ચ, ૧૦ સઝાય, ૧૧ ધ્યાન, ૧૨ કાઉસગ્ગ એ બાર પ્રકારનાં તપ (પેહેલાં ૭ બાહ્યતંર અને પાછલા ૭ અભ્યંતર,

બાર પ્રકારની સાધુની પડિમા—પ્રથમ એક માસની પડિમામાં એક દાત આહારની અને એક દાત પાણીની, બીજી બીજા માસની પડિમામાં બે દાત આહારની અને બે દાત પાણીની એ પ્રમાણે લાગલાગટ સાત માસ સુધીની સાત પડિમા સમજી દરેક વખતે બાવીસ બોલ સાચવવા; આઠમી સાત રાત્રિની પડિમામાં ચૌવિહાર અને એક ઉપવાસ કરે, ગામમાંહી-ઉત્તાનકાસન (ચત્તા સુઈ રહેવું તે), પાસેલંકાસન (એક પડખે સુઇ રહેવું તે), અને પલ્યંકાસન (પલાંઠી વાળીને બેસવું તે) ઉપર રહી શુભ ધ્યાન કરતો થકો દેવ, અને મનુષ્ય તરફથી થાય તે સઘળાં ઉપસર્ગ બાવીસ બોલ સાચવીને સહે, નવમીમાં દંડાસન (લાકડીની પેઠે લાંબા થઇને સુવું તે ) લગડાસન ( લગડાને આકારે એટલે

ચત્તા સુઇ માથું અને પગ નીચા ધરતીએ અડાડી રાખી તમામ શરીર ઉંચું રાખી રેહેવું તે. અને ઉકડુઆસન (બેફ્ણાભર એટલે ઉભડક પગે મસ્તક નીચું રાખી બે હાથ જોડી બેસવું તે ) ઉપર, દસમીમાં ગોદાસન (ગાય દોહોવા બેસે તેમ બેસવું તે), વીરાસન (સીંહાસને બેસી પાછળથી સીંહાસન કાઢી લેતાં જેવા આકારે રેહેવાય તેમ બેસવુ તે, અથવા ધનુષ્ય બાણ ફેંકતી વખતે જેવી રીત રેહેવાય તેમ રહેવું તે), અને અંબખુજસવાસન (ધરતીપર પડેલ આંબા વીણતી વખતે જેવી રીતે વાંકો વળે તેમ રહેવું તે ) ઉપર, ઉપરનીજ વીધિથી રહેતાં દસમામાં કાઉસગે રહી વિષય ઉપસર્ગ સહે, અગિયારમી અહોરાત્રિની પડિમામાં ચોવિહારો છઠ્ઠ કરી બાવીસ બોલ સાચવી ઉભા થઇ થોડું નમી બે હાથ લાંબા કરી પગ સંકોચીને કાઉસગ ગામ બાહાર જઇને કરે, બારમી એક રાત્રિની પડિમામાં ચોવિહાર અઠમ ભક્ત કરે. ત્રીજા દિવસની એટલે છેલ્લી રાત્રિએ વનમાં આંખની મીટ માર્યા વિના મુક્તિ સહ્યા સામું ધ્યાન ધરીને એકાગ્ર ચિત્ત રહીને બાવીસ બોલ સાચવી જે થાય તે સઘળી જાતના ઘોર ઉપસર્ગ સહે અને ક્ષોભ પામે નહીં.

૧૩ તેર પ્રકારની ક્રિયાના સ્થાનક—(જે કરવાથી કર્મ બંધના કારણ થાય તે કહે છે) ૧ અઠ કહેતાં કામ ઉપજે આરંભ કરે તે, ૨ અણઠા કહેતાં અનર્થ

કાર્ય વિના આરંભ કરે તે, ૩ હિંસ્યા કહેતાં કોઇ પણ જીવની ઘાત કરે તે, ૪ અકસ્માત કહેતાં કોઇના ભણી બાણ નાંખતાં તેને ન લાગતાં અનેરાને લાગે તે, ૫ મિત્ર દોષ કહેતાં મિત્રને વૈરી કરી માને તે, ૬ મુસા કહેતાં મૃખાવાદ બોલે તે, ૭ અદિના દાણા વત્તિએ કહેતાં અણ દીધો વસ્તુ લેવી તે, ૮ અમથ્થ આધાત્મ ક્રિયા કહેતાં કારણ વિના આમણ દુમણો થાય અને આહુઠ દોહુઠ ચિંતવે તે, ૯ માનવત્તિયા કહેતાં અહંકાર કરે તે, ૧૦ અમિત્ત કહેતાં માતા પિતા, પુત્ર, કલત્ર, અને સેવકાદિનો થોડા અપરાધે ઘણો દંડ કરે તે, ૧૧ માયાવત્તિયા કહેતાં માયા કપટ કરે તે, ૧૨ લોભવત્તિયા કહેતાં લોભ કરે તે, (અને) ૧૩ ઇર્યાપથિકીક્રિયા કહેતાં ચલિત ઉપગરણથી થાય તે.

૧૪ ચૌદ પ્રકારના જીવના ગામ અથવા સમુહ:- ૧--૨ સુક્ષ્મએકેંદ્રી અપર્યાપ્તા અને પર્યાપ્તા, ૩-૪ બાદરએકેંદ્રી અપર્યાપ્તા અને પર્યાપ્તા, ૫--૬ બે ઇંદ્રિ અપર્યાપ્તા અને પર્યાપ્તા, ૭--૮ તેઇંદ્રિ અપર્યાપ્તા અને પર્યાપ્તા, ૯--૧૦ ચઉરિંદ્રિ અપર્યાપ્તા અને પર્યાપ્તા ૧૧--૧૨ અસંજ્ઞીપંચેંદ્રી અપર્યાપ્તા અને પર્યાપ્તા, (અને) ૧૩-૧૪ સંજ્ઞીપંચેંદ્રી અપર્યાપ્તા અને પર્યાપ્તા.

૧૫ પંદર પ્રકારના પરમાધામિ (પરમ અધર્મિ):- (નારકિને પીડા કરનાર દેવના નામ કહે છે). ૧ અંબ, ૨ અંબરિસ. ૩ સાંમ, ૪ સબલ, ૫ રૂદ્ર, ૬ વૈરૂદ્ર, ૭ કાળ, ૮ મહાકાળ ૯ અસીપત્ર ૧૦ ધનુષ્ય. ૧૧

કુંભ, ૧૨ વાળુ, ૧૩ વેતરણી, ૧૪ ખરસ્વર, (અને) ૧૫ મહાઘોષ.

૧૭ સતર પ્રકારના અસંજમના ભેદ (શું કરવાથી અસંજમનો દોષ લાગે તે કહે છે.)—૧ પ્રથ્વિકાય, ૨ અપકાય, ૩ તેઉકાય, ૪ વાઉકાય, ૫ વનસ્પતિકાય, ૬ બેઇંદ્રિ, ૭ તેઇંદ્રિ, ૮ ચઉરિંદ્રિ, અને ૯ પંચેંદ્રિ, (એ નવને હણવાથી). ૧૦ અજીવ કહેતાં પુસ્તકાદિને અવીધિએ વાપરવાથી. ૧૧ પેહા કહેતાં ભૂમિ દ્રષ્ટિએ જોયા વિના બેસવાથી, ૧૨ ઉપેહા કહેતાં અસંજમે અવિધિએ ઇર્યાપંથે ચાલવાથી, ૧૩ અવહટુ કહેતાં અવીધિએ પરઠવવાથી, ૧૪ અપમજ્જણા કહેતાં અવીધીએ પુંજવાથી, ૧૫ મન અવીધિએ પ્રવર્તાવવાથી, ૧૬ વચન અવીધિએ પ્રવર્તાવવાથી, (અને) ૧૭ કાયા અવીધિએ પ્રવર્તાવવાથી

૧૮ અઢાર પ્રકારના અબ્રહ્મ:—૧ મનથી ઓદારિક મનુષ્ય અને તિર્યંચના વિષયને સેવવો, ૨ સેવરાવવો, ૩ અનુમોદવો, ૪–૫–૬ વચનથી એજ પ્રમાણે અને ૭–૮–૯ કાયાથી પણ એજ પ્રમાણે કરતાં નવ પ્રકાર થયા અને એવીજ રીતે વિક્રેય સંબંધી દેવતાના નવ પ્રકાર મળી કુલે અઢાર થયા.

## તિર્થંકરદેવ અઢાર દોષ રહીત છે તે દોષનાં નામ.

અજ્ઞાન ૨ ક્રોધ ૩ મદ ૪ માન ૫ માયા લો- ૬

ભ ૭ રતિ ૮ અરતિ ૯ નિંદ્રા ૧૦ શોક ૧૧ અસત્ય ૧૨ ચોરી ૧૩ મત્સર ૧૪ ભય ૧૫ પ્રાણીવધ એટલે જીવ હીંસા ૧૬ પ્રેમ ૧૭ ક્રીડા પ્રસંગ ૧૮ હાસ્ય.

## ઓગણીશ પ્રકારનાં દોષ ટાળીને કાઉસગ્ગ કરવો.

૧ ઘોડાની પેઠે એક પગ સીધો અને એક પગ વાંકો રાખવાથી ૨ પવનનાં ધસારાથી જેમ વેલો યા કુમળું વૃક્ષ ડોલે તેમ ડોલવાથી ૩ ઓઠીંગણ દઇને બેસવાથી ૪ માથાનું ઓઠીંગણ દઇ કરવાથી ૫ આગલ બંને પગના પાગોઠા ભેળા રાખી પાછળ પહોળા રાખવાથી ૬ બને પગની પાનીનાં ભાગ એકઠા રાખી આગળનાં કુણાનાં ભાગ પહોળા રાખવાથી ૭ ગુહ્ય આગલ હાથ રાખી કરવાથી ૮ રજોહરણ સન્મુખ રીતિ વિરૂદ્ધ રાખી કરવાથી ૯ ઘુમટો લાજ કહાડી કરવાથી ૧૦ ઢીંચણ નાભી પાસે રાખી પલાંઠી જેવું કરી કરવાથી ૧૧ મચ્છર ડાંસ વીગેરે જાતીનાં જીવડાં કરડવાની બીકથી ઓઢીને કરવાથી ૧૨ આંગળી પ્રમુખ હલાવે તે

૧૩ આર્યાજીની પેઠે તમામ શરીર ઢાંકીને કરવાથી ૧૪ કાગની પેઠે ચોતરફ દ્રષ્ટી ફેરવતાં કરવાથી ૧૫ પહેરવાનું વસ્ત્ર એકઠું કરી આગલ રાખી કરવાથી ૧૬ ભુત પીચાસનાં વળગાડની પેઠે માથું હલા

વતાં કરવાથી ૧૭ મુંગાની પેઠે મનમાં બણુ બણાટ કરી કરવાથી ૧૮ મદિરાપાન કરેલની પેઠે બડબડાટ સાથે કરવાથી ૧૯ મર્કટ-વાંદરાની પેઠે હોઠ હલાવતો થકો કરવાથી.

## પોષો કેવી રીતે કરવાથી દોષ લાગે છે તે.

૧ અવૃતિની એટલે જેણે કાંઇપણ વૃત ન કર્યું હોય એવાની લાવી દીધેલી વસ્તુ વાપરવાથી ૨ પોષા નિમીતે સરસ આહાર કરવાથી ૩ અંતર વારણે સંજોગ મેળવી આહાર કરવાથી ૪ શરીરની વિભૂષા કરવાથી ૫ પોષો કરવા માટે વસ્ત્ર ધોવરાવવાથી ૬ પોષામાં આભુષણ તથા બહુ મુલાં કીંમતી વસ્ત્ર પેહેરવાથી ૭ પોષામાં નખ ઉતરાવવાથી ૮ શરીરનો મેલ ઉતારવાથી ૯ દિવસે સુઇ રહેવાથી ૧૦ કામ પ્રદિપ્ત થાય તેવી કથા ૧૧ ભત્ત કથા ૧૨ રાજ કથા ૧૩ દેશ કથા ૧૪ પરનિંદા કરવાથી ૧૫ માત પિતા વગેરે અવ્રતીને જવા આવવાનો ૧૬ આદેશ આપવાથી ચોરીની કથા કરવાથી ૧૭ સ્ત્રીનાં અંગ ઉપાંગ નીરખવાથી ૧૮ સ્ત્રી જે આસને બેઠેલ હોય ત્યાંથી તે ઉઠયા પછી બેઘડીની અંદર બેસવાથી ૧૯ સંસારીક કામકાજનું ચિંતવન કરવાથી ૨૦ ઉચ્ચાર પાસવણનાં ઉપગરણ પાત્ર સાથે મુકવાથી અને સેજા સંથાનાદિક પુંજ્યાવિના વાપરવાથી.

---

૨૦ મોક્ષ માર્ગને વિષે એકાન્ત ચિત્તની સ્થીરતા રાખવી તે સમાધિ અને તેથી વિપરિત તે અસમાધિ તેના વીસ સ્થાનકઃ—(કેવી રીતે કરવાથી અસમાધી ઉપજે તે કહે છે.) ૧ દુતચારી એટલે ઉતાવળો ઉતાવળો ઈર્યાસુમતિ જોયા વગર ચાલવાથી ૨ પુંજ્યા વગર ચાલવાથી અથવા બેસવાથી, ૩ ભુંડી રીતે પુંજીને ચાલવાથી અથવા બેસવાથી ૪ આસન, સેય્યા, પાટ, પાટલા વીગેરે ઘણા ભોગવવાથી તેમજ ઘણું બોલવાથી, ૫ રત્નાધિક ગુરૂ સામું બોલલાથી, ૬ સ્થીવરની ઘાત ચિંતવવાથી, ૭ પ્રાણી ભૂત જીવની ઘાત વાંચ્છવાથી, ૮ તતક્ષણ ક્રોધ કરવાથી, ૯ ઘણા વખત સુધી ક્રોધ રાખવાથી, ૧૦ અભ્યંતર ક્રોધાંધ એટલે ક્રોધમાં ધમધમા રહેવાથી, ૧૧ પુંઠપાછળ પારકા અવર્ણવાદ બોલવાથી, ૧૨ અધિકરણ કલહ કરવાથી અથવા નવા કલેશ ઉપજાવવાથી, ૧૩ ઉપસમેલા કલેશ ફરી ઉત્પન થાય અથવા વૃદ્ધિ પામે એવું બોલવાથી, ૧૪ જંત્ર મંત્રાદિક સાવદ્ય કર્મ કરવાથી, અકાળે સઝાય કરવાથી, અને સચિત રજે ખરડાએલા હાથ પગ હોય છતાં આહાર લેવાથી તેમજ કરવાથી, ૧૫ પહોર રાત્રિ ગયા પછી ગાઢે શબ્દે બોલવાથી, ૧૬ ક્રોધ સાથે કલહ કરવાથી, ૧૭ માંહોમાંહે એટલે પોતાના ગચ્છમાં ભેદ કરવાથી, ૧૮ ઘણી રાત્રિ ગાઢે શબ્દે બોલવાથી (એટલે ઝગડા-કજીઆ વધે એવી રીતે બોલવાથી, ૧૯ સુર્યના ઉદયથી અસ્ત

સુધી જમવાથી તેમજ અણુએખણી સુમતિ આ-હાર લેવાથી, ૨૦ પોતે તપવાથી અને બીજાને તપાવવાથી.

---

## એકવીશ ગુણ શ્રાવકનાં તેનાં નામ.

૧ જીવ અજીવ પુન્ય પાપ આશ્રવ સંવર નિર્જ-રા બંધ અને મોક્ષ એ નવ તત્વ જાણે ૨ કોઇની સહાયની વાંછના કરે નહિં ૩ કોઇના ચળાવ્યા ચળે નહિં ૪ કરણી કરતાં સંદેહ રાખે નહિં ૫ સાધ સાધવીની દુગંછા કરે નહિં ૬ નિંગ્રથ પ્રવ-ચન જાણે ૭ હાડ હાડની મિજાએ એટલે રૂવે રૂવે ધર્મ રંગ લાગેલો છે ૮ મહા ન્યાયી છે ૯ હૈયાનાં વીશે ફિકટ રત્ન સમાન છે ૧૦ અભંગ દ્વારા છે ૧૧ અપ્રિત કાર્યે ઘેર જાય નહિં ૧૨ આઠમ ચૌદશ અને પાક્ષીનાં પોષા કરે ૧૩ અનુકંપાવંત છે ૧૪ બાર ભેદથી તપસ્યા કરે ૧૫ આરંભ પરિગ્રહથી કાંઇક વરતતાં અને કાંઇક નિવરતતા રહે ૧૬ કરણ કરાવણથી કાંઇક વરતતા અને કાંઇક નિવરતતા રહે ૧૭ પચણ પચાવણથી કાંઇક વરતતા અને કાંઇક નિવરતતા રહે ૧૮ અઢાર પાપ સ્થાનકથી કાંઇક વરતતા અને કાંઇક નિવરતતા રહે ૧૯ કૂટણ પિ-ટણથી કાંઇક વરતતા અને કાંઇક નિવરતતા રહે ૨૦ પચેંદ્રિનાં વિષયથી કાંઇક વરતતા અને કાંઇક નિવરતતા રહે ૨૧ સર્વ પાપ જોગથી કાંઇક વરત-તા અને કાંઇક નિવરતતા રહે,

૨૧ એકવીસ પ્રકારના સબળા દોષઃ—( શું કરવાથી સબળો દોષ લાગે છે એટલે ચારિત્ર કાબરૂં બને છે તે કહે છે )—૧ હસ્ત કર્મ પોતે કરવાથી અને બીજા પાસે કરાવવાથી, ૨ મૈથુન સેવવાથી, (કોઇ સ્ત્રી સાધુ પુરૂષને કામ ક્રિડાનું આમંત્રણ કરે અને તે વખતે તે સાધુ બોલે અથવા નિષેધ કરે નહિ અને તે ઉપરથી પેલી સ્ત્રી પોતાનું નિમંત્રણ માન્ય રાખ્યું એમ જાણે, અથવા એ વાત રૂચે છે એમ શંકા થાય તો તેથી અતિકર્મનો દોષ લાગે, આમંત્રણ કીધા પછી પગલું સાહમું જાય તો વ્યતિકર્મનો દોષ લાગે, હાથ ચાલાકિ કરે તો અતિચારરૂપ દોષ લાગે, અને મૈથુન સેવે તો સબળો દોષ લાગે, ) ૩ રાત્રિભોજન કરવાથી, ૪ આધાકરમી આહાર જમવાથી, ૫ રાયપિંડ આહાર ભોગવવાથી, ૬ વેચાતું, ઉછીનું ખુંચાં લીધેલું, સહીયારૂં, અને સનમુખ આણી આપેલું એ પાંચ પ્રકારનું જમવાથી, ૭ પચખાણ કરી વારંવાર ભાંગવાથી, ૮ દિક્ષા લઇને છ મહિનામાં એક સંઘાડામાંથી બીજા સંઘાડામાં જવાથી, ૯ એકજ મહિનામાં ત્રણ મોટી નદીના લેપ લગાડવાથી, ૧૦ એકજ માસમાં ત્રણ માયાના સ્થાનક સેવવાથી, ૧૧ સેજ્યાંતરનો પિંડ–આહાર જમવાથી, ૧૨ આકુટીને પ્રાણાતિપાત કરવાથી ૧૩ આકુટી મૃષાવાદ બોલવાથી, ૧૪ આકુટી અદત્તા દાન લેવાથી, ૧૫ આકુટી એકાંત સચેત પૃથ્વીકાયના ઉપર ઉભા રેહેવાથી, બેસવાથી

અને સુવાથી, ૧૬ આકુટી માટી પાણી એકઠું કરેલ હોય તથા સચેત રજ ઉડવાથી પ્રથ્વી ખરડાયેલી હોય ત્યાં ઉભા રહેવાથી, બેસવાથી અને સુવાથી, ૧૭ આકુટી સચેત સલ્યા, પાષાણ, ત્રસજીવ, લાકડું, દારૂ, ઇડાળ વીગેરે સહીત પાટ, પાટલા વીગેરે વીગેરે આસન ભોગવવાથી ૧૮ આકુટીયે મૂલ, કંદ, ખંધ, ત્વચા, પ્રવાલ, પત્ર, ફુલ, ફળ, બીજ. અને હરિકાય, એ દશ બોલ સચેત ભોગવવાથી. ૧૯ એક વરસમાં દસ મોટી નદીના ઉદક લેપ લગાડવાથી; ૨૦ એક વરસમાં દસ માયાના સ્થાનક સેવવાથી, ( અને ) ૨૧ આકુટી સચેત પાણીથી હાથ પગ અને ભાજન ખરડાયેલ હોય તે થકી આહાર પાણી લઇ ભોગવવાથી.

૨૨ બાવીસ પ્રકારના પરિસહ:—૧ ક્ષુધાનો એટલે ભુખનો ૨ તૃષાનો એટલે પાણી પીવાનો, ૩ તાઢનો ૪ તાપનો, ૫ દંસ મસકનો એટલે ડાંસ માંકડ વીગેરેના ચટકાનો, ૬ અચેલને એટલે જુનાં મેલાં ફાટેલ વસ્ત્ર ધરતા દીનપણું ન કરે તેનો ૭ રતિ અરતિનો એટલે સંસારને વિષે રતિ અને સંયમને વિષે અરતિ કરવી તેનો ૮ સ્ત્રીનો એટલે રૂપવંતી દેખી લોભ ન પામે તેનો ( તેનાથી ચલીત થવાનો ) ૯ ચરિયાનો એટલે ચાલવાનો ( વીહાર કરવાનો ) ૧૦ નિસિહિયાનો એટલે એકજ ઠેકાણે અને એકજ આસને બેસવાનો, ૧૧ સૈયાનો એટલે સુવાની જગો ખરાબ હોય તેનો, ૧૨ આક્રોસનો

એટલે અશુભ વચનનો, ૧૩ વધનો એટલે મારી નાંખે તે ખમવાનો, ૧૪ યાચવાનો એટલે ભીક્ષા માગી ખાવાનો ૧૫ અલાભનો એટલે કાંઇ ન મ-ળવાનો, ૧૬ રોગનો, ૧૭ તણફાસાનો એટલે તૃણ સ્પર્શનો-ત્રણાદિકની પથારીનો ૧૮ મલનો એટલે મેલનો, ૧૯ સકાર પુકારનો એટલે સતકાર-સન્મા-નનો, ૨૦ પ્રજ્ઞાનો એટલે જાણપણાનો, ૨૧ અજ્ઞાન નો એટલે અજાણપણાનો, ( અને ) ૨૨ દંસણનો એટલે સમકિતાદિક દરશનની પ્રાપ્તિ ન થાય તેનો.

૨૪ દેવતાના ચોવિસ ભેદ:—દસ ભવનપતિના, આઠ વાણ વ્યંતરના, પાંચ જોતિષીના અને એક વૈમાનીકનો મળી કુલ ચોવિસ થયા.

૨૫ શ્રી ઉપાધ્યાયજીના પચવીશ ગુણના નામ—૧૧ અંગ ૧૪ પૂર્વ એનું જાણપણું ધરાવનાર એ પચવીશ પોતે ભણી અને બીજાને ભણાવે.

૨૫ આત્માને શુદ્ધ જોગમાં પ્રવર્તાવવાની પચિસ પ્રકારની ભાવના:—( પંચ મહા વ્રત રાખવાને માટે ભાવીએ તે માંહેની પ્રાણાતિપાત વેરમણ વ્ર-તની પાંચ ભાવના કહે છે ) ૧ ઇર્યાની એટલે પંથને વીશે એકાગ્ર ચીત્ત રાખવાની ૨ મનની એ-ટલે સંયમને વિષે અદુષ્ટ મનથી જ્ઞાનમાં જોડવાની ૩ વચનની એટલે શુદ્ધ વચન બોલવામાં આત્માને જોડવાની. ૪ એખણાની એટલે આહાર પાણી શુદ્ધ રીતે કરી લેવાની ઇચ્છા રાખવાની ( અને ) ૫ આદાન ભંડ મત્ત નિખેવણની એટલે પાત્રાદિક

લેતાં મુકતાં શુદ્ધ ઉપયોગ રાખવાની ( બીજા વૃતની પાંચ ભાવના કહેછે ) ૬ વિચારી બોલવાની, ૭ ક્રોધનો ત્યાગ કરવાની, ૮ લોભનો ત્યાગ કરવાની ૯ ભયનો ત્યાગ કરવાની ( અને ) ૧૦ હાંસી મશ્કરી કરી નહિ બોલવાની, ( ત્રીજા વૃતની પાંચ ભાવના કહેછે ) ૧૧ અણજાચ્યું સ્થાનક નહિં ભોગવવાની એટલે ઉપાશ્રયાદિકના ધણી અથવા ધણીએ જેને ભલામણ કીધી હોય તેની પાસે જઈને તેની યાચના કરી સ્થાનકમાં રેહેવાની, ૧૨ સ્થાનકમધ્યે તૃણાદિક જોઇએ તેપણ દિનદિન પ્રત્યે યાચીને લેવાની, ૧૩ સ્પષ્ટ મર્યાદાથી અવગ્રહ માગીને રહેવાની અથવા પાટાદિકને અર્થે રૂખાદિક નહિ છેદવાની અને સ્થાનક નહિ, સમારવાની, ૧૪ ગુરૂ અથવા બીજા મુખ્ય સાધુને જણાવ્યા સિવાય સાધારણ આહારનો અદત્ત વરજી આહાર પાણી ન લેવાની, ( અને ) ૧૫ સાધુ, સાધર્મિક, ઘરડાં ગિલાન અને વડેરાનો વિનય કરવાની ( ચોથા વૃતની પાંચ ભાવના કહેછે ) ૧૬ આહાર ગુપ્ત રીતે સંનિગ્ધ અથવા લુખો મર્યાદા સહિત કરવાની અને સ્ત્રી, પશુ, પંડગરહિત સ્થાનકમાં રહેવાની, ૧૭ સ્ત્રીની કથા-વારતા ન કહેવાની તથા વિભૂષા ન કરવાની, ૧૮ સ્ત્રીના અંગઉપાંગ ન નિરખવાની, ૧૯ પૂર્વની કામક્રિડા ન સંભારવાની, ( અને ) ૨૦ નિત્ય પ્રત્યે સરસ આહાર ન કરવાની ( પાંચમા વ્રતની પાંચ ભાવના કહેછે ) ૨૧ શબ્દ, ૨૨ રૂપ

૨૩ રસ ૨૪ ગંધ, (અને) ૨૫ સ્પર્ષ એ પાંચ મનોજ્ઞ હોય ત્યારે રાગ ન કરવાની અને અમનોજ્ઞ હોય ત્યારે દ્વેષ ન કરવાની.

૨૭ જેના મહા વ્રતને વિષે આગાર નથી (અને તેમને) તેમજ પોતાને રહેવાને ઘર નથી તેમને અ-ણગાર (સાધુજી) કહીએ તેમના સત્યાવિસ પ્રકારના ગુણ:—૧ પ્રાણાતિપાત વેરમણં, ૨ મૃષાવાદ વેરમણં, ૩ અદત્તા દાન વેરમણં, ૪ મૈથુન વેરમણં, (અને) ૫ પરિગ્રહ વેરમણં, એ પાંચ મહા વ્રત પાળે, રાત્રિ ભોજન વેરમણં, અને પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ ખટ કાયની રક્ષા કરે, ૬ શ્રુતેંદ્રિ, ૭ ચક્ષુઇંદ્રિ, ૮ ઘ્રાણેંદ્રિ, ૯ રસેંદ્રિ, ૯ અને ૧૦ સ્પર્ષેદ્રિ, એ પાંચ ઇંદ્રિઓનો નિગ્રહ કરે, ૧૧ ક્રોધ. ૧૨ માન, ૧૩ માયા, અને ૧૪ લોભ, એ ચાર કષાયનો ત્યાગ કરે, ૧૫ મન, ૧૬ વચન, અને ૧૭ કાયાને ધર્મને વિષે સમી રીતે ધારે એટલે તેના જોગને અકુશળે (માઠી રીતે) ન રૂંધે, ૧૮ જ્ઞાને સંપન એટલે યથાર્થ માર્ગને ઓલખે, ૧૯ દર્શને સંપન એટલે શુદ્ધ સમકિત ધારે અને ૨૦ ચારિત્રે સંપન એટલે સંયમ ગુણથી યુક્ત રહે, (સંસાર સુખથી વિરક્ત રહી જ્ઞાન દ-ર્શન અને ચારિત્રનો ખરો રસ ઝીલે.) ૨૧ ભાવ સત્ય એટલે ખરી દૃઢતાથી ધર્મને આરાધે, ૨૨ ક-રણ સત્ય એટલે પાંડલેહણાદિક કરણ જેવું હોય તેવું વિશુદ્ધ કરે, ૨૩ યોગ્ય સત્ય એટલે મન, વ-

ચન અને કાયાથી કપટ રહિત થઇ સંયમના યોગે કરી યુકત રહે, ૨૪ ક્ષમાધારે, ૨૫ વેરાગ્યવાન બને, ૨૬ રોગાદિક ઊપજે વેદના–બાવિસ પ્રકારના પરિગ્રહ શાંતતાથી ખમે, (અને) ૨૭ મરણાંતિક વેદના ખમે એટલે મરણથી બિલકુલ ડરે નહીં.

૨૮ સાધુજીના અઠાવિસ પ્રકારના આચાર:—(શ્રી આચારંગજી સુત્રના પચીસ અધ્યયનના નામ કહે છે ) ૧ શસ્ત્રપરિજ્ઞા, ૨ લોકવિજય, ૩ સિતોસ્નીયા, ૪ સમકતં, ૫ લોકસાર, ( આવંતી ) ૬ ધૂતા, ૭ વિમૂક્ષા, ૮ ઉપધ્યાન સૂત, (અને) ૯ માહા પરિજ્ઞા (આ નવ પ્રથમ સુતસ્કંધના છે, ) ૧૦ પિંડેસણા, ૧૧ સેજ્જા, ૧૨ ઇર્યા, ૧૩ ભાષા, ૧૪ વસ્ત્રએષણા, ૧૫ પાત્ર એષણા, ૧૬ ઉગહંપડિમા, ૧૭ ઠાણુસત્તકિયં, ૧૮ નિસિહિ સત્તકિયં, ૧૯ ઉચ્ચાર પાસવણ સત્તકિયં, ૨૦ શબ્દ સત્તકિયં, ૨૧ રૂપ સત્તકિયં, ૨૨ પરક્રિયા સત્તકિયં, ૨૩ અન્નમન્ન ક્રિયા સત્તકિયં, ૨૪ ભાવના, અને ૨૫ વિમૂત્તા ( આ સોળ બીજા સુતસ્કંધના છે. ) નિસિથ સુત્રના ત્રણ અધ્યયનના નામ કહે છે (અને તે આલોયણાનો અધિકાર છે.) ૨૬ ઉધ્ઘાઇયં એટલે છવિસ દિવસનું લઘુ માસાદિક પ્રાયશ્ચિત, ૨૭ અણુધ્ઘાઇયં એટલે સત્યાવિસ દિવસનું ગુરૂ માસાદિક પ્રાયશ્ચિતે (અને) ૨૮ આરૂહા એટલે વ્રતઆરાવણા પ્રાયશ્ચિત, એ સઘળા મળીને કુલ અઠાવિસ આચાર કલ્પ થયા.

( હવે પ્રાયશ્ચિતના અઠયાવિસ પ્રકારના આ-

ચાર કલ્પ કહે છે. ) એક માસીયા આરોવણા-૧ એક માસનો યથા યોગ્ય પ્રાયશ્ચિત, ૨ એક માસ ઉપર પાંચ રાત્રિનો, ૩ એક માસ ઉપર દસ રા ત્રિનો, ૪ એક માસ ઉપર પંદર રાત્રિનો, ૫ એક માસ ઉપર વિસ રાત્રિનો, (અને) ૬ એક માસ ઉપર પચિસ રાત્રિનો, એ પ્રમાણે દ્વિમાસિયા, ત્રિમા સિયા, અને ચોમાસિયાના ૧૮ મળી કુલ ૨૪ થયા, ઉવૃગ્ઘાઇયા આરોવણા-૨૫ ચાર માસ ઉપર સાડી સત્યાવિશ રાત્રિનો લઘુ પ્રાયશ્ચિત; અણુવૃગ્ઘાઇયા આરોવણા-૨૬ પાંચ માસનો ગુરૂ પ્રાયશ્ચિત, અક- સિણા આરોવણા-૨૭ પાંચ માસ ઉપર સાડી સત્યા વિસ દિવશનો સંપૂર્ણ પ્રાયશ્ચિત, (અને) સકસિણા આરોવણા-૨૮ ઘણો દોષ લાગ્યો હોય તો પણ છ માસનો પ્રાયશ્ચિત; એ પ્રમાણે સઘળાં મળીને શુદ્ધ થાવાના અઠયાવીસ પ્રકારના પ્રાયશ્ચિત આચાર કલ્પ થયા.

૨૯ પાપશાસ્ત્રના ઓગણત્રીસ ભેદ:—(ઓગણત્રીસ પ્રકાર સાધુજીએ ગ્રહણ કરવાં તેમજ ભણવા નહીં તે કહે છે. ) ૧ દિવ્ય એટલે વ્યતર દેવ કૃત્ય હા- સ્યાદિક અથવા સ્વપ્ન લાધે, ૨ ઉત્પાત એટલે રૂધિ રાદિકની વૃષ્ટી થાય અને આકાળે પુષ્પ ફળે, ૩ અંતરિખ્ખ એટલે અંતરિક્ષ આકાશે ગૃહાદિકનું હલન ચલન થાય, ૪ ભોમ એટલે ભુમિ કંપાયમાન થાય-ધરતીકંપ થાય, ૫ અંગ એટલે શરીરના લ- ક્ષણ તથા તેનું ફરકવું થાય, ૬ સ્વર એટલે કાકા-

દિકના સ્વરના લક્ષણ જાણવાનુ જ્ઞાન થાય, ૭ વ્યંજન એટલે મસ, તિલકાદિક (અને) ૮ લક્ષણ એટલે હાથ પગાદિકની રેખા (સ્ત્રી પુરૂષના લક્ષણ;) એ આઠેના ફળનું જ્ઞાન થાય એવા એ મુળ આઠ ભેદ, તેના સુત્રથી, અર્થથી અને કથા વાર્તાથી એ ત્રણ પ્રકારના મળીને ૨૪ ભેદ થયા. ૨૫ મંત્રાણું એટલે સર્પ, વિંછી વીગેરેના મંત્રની અને નાટકની વિદ્યા, ૨૬ વિકહાણુ એટલે કામ ભોગની વિકથાની અને ઘરાદિકનું વાસ્તુ કરવાની વિદ્યા, ૨૭ વિજાણું એટલે પ્રજ્ઞાપતિ રોહિયાદીક અને આયુર્વેદની વિદ્યા, ૨૮ યોગીણ યોગની એટલે વશીકરણ અને ધનુર્વેદની વિદ્યા. (અને) ૨૯ અન્ય તિર્થીય પવિતાણુ યોગના એટલે અન્ય મતના પર્વ અને તિથિની વિદ્યા; એ પાંચ પ્રકારની જાણવાની વિદ્યાના મળીને કુલ ઓગણત્રીસ ભેદ પાપશાસ્ત્રના થયા.

૩૦ મહામોહની કર્મ બાંધવાના ત્રીસ ભેદ-(શું કરવાથી મહામોહની કર્મ બંધાય તે કહે છે. અને તે છાંડવાના છે.

૧ કોઇ ત્રસ જીવને પાણીમાં બુડાડીને મારવાથી, ૨ વ્યાઘ્રાદિકને મસ્તકે વીંટાને મારવાથી, ૩ હાથે કરી મુખાદિક બીડી એટલે શ્વાસ રૂંધીને મારવાથી, ૪ અગ્નિ તેમજ ધુમાડો કરી મારવાથી, ૫ મસ્તક ઉપર લાઠી પ્રમુખના પ્રહાર દઇ મારવાથી, ૬ કપટે કરી વેષ ફેરવી રસ્તામાં ખડગાદિકે મારવાથા, ૭ અણાચારી થકો માયાએ કરી અસત્ય બોલી શુદ્ધ

માર્ગને ગોપવાથી, ૮ પોતે અકાર્ય કરી શિખામણ દેનારના માથે તે કરેલાં અકાર્ય નાંખવાથી, ૯ જાણતા થકા મિશ્ર એટલે ખરૂં ખોટું બોલી કોઇને કલેશ કરાવવાથી તેમજ કુડી સાક્ષિ પુરવાથી, ૧૦ વડેરાના કામભોગ રૂંધવાથી, રાજાના પ્રધાન થઇ લક્ષ્મી આવવાનો રસ્તો વણસાડવાથી, અને રાજા સુખથી વેગળો થાય એવું કરવાથી, ૧૧ પરણેલ છતાં કુંવારો બ્રહ્મચારીછું એવું કેહેવાથી, ૧૨ અબ્રહ્મચારી થકાં બ્રહ્મચારી નામ ધરાવી બગભગત પેઠે ખોટોડાળ રાખવાથી, ૧૩ જેના આશ્રયથી પોતાની આજીવિકા ચાલતી હોય તેનોજ માલ તાકવાથી-વિશ્વાસઘાત કરવાથી, ૧૪ જેણે દાલિદ્ર ટાળી પોતાને ભર્તઆધાર કીધો હોય તેની નબળી સ્થીતિ આવવાથી તેનો ઉપકાર ભુલી જઇ તેને દુઃખી કરવાથી, ૧૫ જે રાજા ભરણ પોષણ કરે તથા જ્ઞાન કળા શીખવવામાં આધાર આપે તેનેજ, સાપણી જેમ પોતાનાઇંડાંને હણે છે તેમ હણવાથી, તથા સ્ત્રીએ પોતાના ભર્તારની, વાણોતરે શેઠની, પ્રધાને રાજાની અને શિષ્યે ગુરૂની ઘાત ચિંતવવાથી, ૧૬ દેશના રાજા, વડેરા તથા નગર શેઠને હણવાથી, ૧૭ ઘણાનો નાયક જે સંસારમાં બુડતાં પ્રાણીને દ્વીપા સમાન હોય તેને મારવાથી, ૧૮ છ જીવની રક્ષા કરનાર સાધ્વાદિકને બળાત્કારે ધર્મ ભ્રષ્ટ કરવાથી ૧૯ અનંત જ્ઞાની જે તિર્થંકર દેવ છે તેમના અવર્ણીવાદ બોલવાથી ૨૦ જૈનમતનો જે ન્યાય માર્ગ છે

તેની નિંદા કરી તેમાંથી ફેરવી નાંખીને કોઇને કુ એટલે ખોટા મતમાં ઘાલવાથી, ૨૧ જે આચાર્ય પાસે સુત્ર મંત્ર ભણ્યા હોય તેમને દેખી તેમની નિંદા કરવાથી, ૨૨ અહંકાર-અભિમાનમાં રહી આચાર્ય ઉપાધ્યાયની આજ્ઞા પ્રમાણે નહીં વર્તવાથી, ૨૩ બહુ સુત્રિ ન હોય છતાં બહુ સુત્રિપણું બતાવી છતાં ભાવના પરૂપકનું બિરદ ધરાવવાથી, ૨૪ તપસ્વી ન હોય છતાં તપસ્વી નામ ધરાવી મોટો ગુન્હો કરવાથી, ૨૫ છતી શક્તિએ દુષ્ટ પરિણામે કરી વડેરા તથા ગિલાણાદિકની વૈયાવચ્ચ ન કરવાથી, ૨૬ અધિકરણરૂપ હિંસાકારણીક તેમજ ચતુર તિર્થના ભેદની કથા કરવાથી, ૨૭ અધર્મ જાતકના મત્તાદિક શ્લાઘાદિકને હેતે કરી પરૂપવાથી, ૨૮ મનુષ્ય દેવ સંબંધી ભોગ અતૃપતોનીદાનાદિકે વાંચ્છવાથી, ૨૯ સિદ્ધાદિક દેવતાના અવર્ણવાદ બોલવાથી, (અને) ૩૦ દેવતાના દર્શન વિના પોતાની પુજા વધારવા નિમીતે દેવતા મુજને દર્શન દેવા આવે છે એમ કહેવાથી.—એ ત્રીસ બોલ આચરવાથી મહા મોહની કર્મ ઉપરાજે છે. અને તેથી સંસારમાં ઉતકૃષ્ટા શીતેર ક્રોડા ક્રોડી સાગરની સ્થીતિનું મહા મોહની કર્મ બંધાય છે.

૩૧ સિદ્ધના ગુણના એકત્રિસ પ્રકાર:—( આઠ કર્મની એકત્રિસ પ્રકૃતી ક્ષય કરીને સિદ્ધ થયા તે પ્રકૃતિના નામનો પેહેલો ભેદ:—જ્યારે સિદ્ધ થયા ત્યારે એકત્રિશ ગુણ ઘુરથકી ક્રમ વગર ઉત્પન થય તે કહેછે )—૧ મતિ, ૨ શ્રુતિ, ૩ મનપર્યવ, ૪ અ-

વધિ, અને ૫ કેવલ્ય, એ પાંચ જ્ઞાનાવરણી કર્મ, ૬ ચક્ષુ, ૭ અચક્ષુ, ૮ અવધિ, ૯ કેવલ્ય. ૧૦ નિંદ્રા, ૧૧ નિંદ્રા નિદ્રા, ૧૨ પ્રચલા, ૧૩ પ્રચલા પ્રચલા અને ૧૪ થીણુદ્ધિ એ નવ દર્શનાવરણી કર્મ ૧૫ સાતા, અને ૧૬ અસાતા એ બે વેદની કર્મ, ૧૭ દર્શન, અને ૧૮ ચારિત્ર એ બે મોહની કર્મ, ૧૯ નર્ક, ૨૦ તિર્યંચ, ૨૧ મનુષ્ય, ૨૨ દેવતા, એ ચાર આયુ કર્મ, ૨૩ શુભ અને ૨૪ અશુભ, એ બે નામ કર્મ, ૨૫ ઉંચ અને ૨૬ નીચ એ બે ગોત્ર કર્મ, ૨૭ દાન, ૨૮ લાભ, ૨૯ ભોગ, ૩૦ ઉપભોગ, અને ૩૧ વિર્ય એ પાંચ અંતરાય કર્મ મળીને કુલ ૩૧ થયા.

( સિદ્ધના ગુણના એકત્રિસ પ્રકારનો બીજો ભેદ કહે છે. ૧ પરિમંડલ, ૨ વાટલો, ૩ ત્રિકોણ, ૪ ચોરસ અને ૫ આયત લાંબો એ પાંચ સંઠાણું, ૬ કાળો, ૭ લીલો, ૮ રાતો, ૯ પીળો, અને ૧૦ ઉજળો, એ પાંચ વર્ણ; ૧૧ સારી, ૧૨ નઠારી એ બે ગંધ, ૧૩ તિખો, ૧૪ કડવો, ૧૫ કસાએલો, ૧૬ ખાટો, અને ૧૭ મિઠો એ પાંચ રસ; ૧૮ કઠિણ, ૧૯ સુંવાળો, ૨૦ ટાઢો, ૨૧ ઉન્હો, ૨૨ ભારે, ૨૩ હુ-ળુવો, ૨૪ લુખો, અને ૨૫ ચોપડેલો એ આઠ સ્પર્શ; ૨૬ સ્ત્રી. ૨૭ પુરૂષ, અને ૨૮ નપુંશક, એ ત્રણ વેદ; ૨૯ અશરિરપણું, ૩૦ અસંગપણું. અને ૩૧ અજ-મપણું મળીને કુલ ૩૧ થયા.

## બત્રીશ પ્રકારનાં દોષ ટાળીને દરેક જાતની વંદણા કરવી.

નીચે બતાવેલા બત્રીશ જાતના દોષ ટાળીને દરેક જાતની વંદણા કરવી (કેવી રીતે વાંદવાથી તે દોષ નીપજે છે તે કહે છે)—૧ આદર રહિત વાંદવાથી, ૨ જાત્યાદિક મદ તેમજ અહંકાર સહીત વાંદવાથી, ૩ ઉતાવળે ઉતાવળે વંદના કરીને જવાથી, ૪ ઘણા સાધુજીને એકજ સાથે વાંદવાથી ૫ નાના વરજી માત્ર મોટા મોટા સાધુજીને વાંદવાથી. ૬ એક આંગળી થકી વાંદવાથી. ૭ રજોહરણ અંકુશની પેઠે અગ્ર સન્મુખ રીતિ રહિત રાખીને વાંદવાથી, ૮ કાચબાની પેઠે રીકતો રીકતો વાંદવાથી. ૯ એક સાધુજીને વાંદી બીજાને ઉછાંછળાપણે માંછલાની પેઠે વાંદવાથી. ૧૦ દુષ્ટ મન રાખી વાંદવાથી, ૧૧ વેદકાંબંધ લગાડે-અવીધિએ બેશી વાંદવાથી, ૧૨ રખેને ગચ્છ બાહાર કાઢી મુકે એવી બીક રાખી વાંદવાથી, ૧૩ અમુક સાધુજીનો મારા પ્રત્યે સારો સરાગ છે એમ ધારી વાંદવાથી, ૧૪ ગ્રહસ્થા વાસના મીત્ર, સગા, હેતુના બાહાને વાંદવાથી, ૧૫ હું શ્રાવક છું એમ જણાવવાની ખાતર ગર્વ સહિત વાંદવાથી, ૧૬ જ્ઞાનાદિક આમનાઓ લેવાની વાંચ્છનાએ વાંદવાથી, ૧૭ સ્વછાંદો ગોપવી અનેરાથી પોતે આગળ થઇ વાંદવાથી, ૧૮ અનેરાઓની નજરમાં મારી યશ કીરતી વિશેષ જણાય એવા હેતુએ વાંદવાથી, ૧૯ આહાર ભેળો કરવા માટે

વાંદવાથી, ૨૦ ક્રોધમાં ચકચુર બની વાંદવાથી. ૨૧ માત્ર એકજ સાધુજીને વાંદવાથી. ૨૨ સાધુજીને વચને ધમકાવી વાંદવાથી. ૨૩ વંદણા પુરા કીધા શિવાય વચ્ચે વિકથા કરતાં કરતાં વાંદવાથી. ૨૪ સાધુજીની નજરે પડે વાંદવાથી, ૨૫ ઉત્તમાંગ--વંદણા કરવાની રીતિ રહિત વાંદવાથી, ૨૬ નિર્જરાર્થે નહિ પણ કરમાતો વેઠે વાંદવાથી, ૨૭ આવી રીતે કરવાથી કાંઇ મોક્ષ મળવાનું નથી એમ ધારી વાંદવાથી. ૨૮ આવસ્યક ( પ્રતિક્રમણ ) આદિ સંપૂર્ણ થયા વીના વાંદવાથી, ૨૯ પહેલા હળવે પછી મોટા શબ્દે વાંદવાથી ૩૦ મુંગાની પેઠે બણબણાટ કરી વાંદવાથી ૩૧ અવીધિ મોટે શબ્દે ઉચ્ચાર કરી વાંદવાથી. ૩૨ ઘોડાની લગામની પેઠે રજોહરણ ઝાલીને ( અગ્ર રાખીને) વાંદવાથી. (ઓગણિસમો દોષ વિશેષ કરીને સાધુજીને લાગુ પડે છે.)

## બત્રીશ પ્રકારની અસઝ્ઝાય ગણાય છે તેનાં નામ

( આકાશ સંબંધીની દશ પ્રકારની અસઝ્ઝાય કેવી રીતે અને કયાં સુધી ગણાય છે તે કહે છે (૧) સ્હેજસાજ તારો ખરે. અને ઉલકાપાત થાય તો તેને થયા પછી થોડીવાર અને મ્હોટો તારો ખરે તો તેની ખર્યા પછી એક પ્રહર સુધી (૨) જે દિશાએ આગ જેવો લાલાશવાળો પ્રકાશ દેખાય તેની તે જ્યાં સુધી દેખાય ત્યાં સુધી (૩) અકાળે ગાજ (૪) વીજ (અને) (૫) કાટકા થાય તેના થયા પછી બે

ઘડી સુધી (૬) શુકલ પક્ષનાં ચંદ્રમાંની બીજનો ચંદ્ર રહે ત્યાં સુધી (૭) ભુતાદિકનો ચાળો થાય તેની તે થાય ત્યાં સુધી (૮) દિવસ ઉગ્યા પછી ધુમર ચડે તેની તે ચડે ત્યાં સુધી (૯) રાત્રિના વીષે ઝાકળ વરસે તેની પડે ત્યાં સુધી (૧૦) વાવાઝડી થઇ રજ ઉંચે ઉડવાથી દિશાઓ ધુંધળીનભ્રમિ થાય તેની થાય ત્યાં સુધી અને આકાશમાં તોપ જેવો અવાજ થાય તથા ભુમિ કંપાયમાન ધરતીકંપ થઇ અવાજ થાય તેની થયા પછી એક પ્રહર સુધી ( ઉદારીક શરીર સંબંધીની દશ પ્રકારની અસઝાય કેવી રીતે અને કયાં સુધી ગણાય છે તે કેહે છે(૧૧) હાડકાની (૧૨) માંસની (૧૩) પંચેંદ્રિ અને વિગલેંદ્રિનાં કલેવર અને લોહીની (અને) (૧૪) બિલાડા કુતરા મનુષ્યાદિકની અને ત્રિર્યંચમાં જેની દુર્ગંધ નીકલે અને નંદનિક ગણાય એવી વીષ્ટાની ( આ ચાર વસ્તુ જ્યાં સુધી તેના મુળ રૂપમાં છે અને લોકમાં અશુદ્ધ ગણાય છે, દુર્ગંધ નીકલે છે અને ભીંત પ્રમુખનાં અંતરથી ત્યાં આવજાવ થયો નથી ત્યાં સુધી ) ૧૫ સ્મશાનની તેની હદ સુધી ૧૬ સુર્ય ( અને ) ૧૭ ચંદ્ર ગ્રહણની ગૃહણ મુક્ત થયા પછી બે ઘડી સુધી ૧૮ (કોઇ) મોટા રાજાનું મરણ થાય તેનું જગતમાં ખોટું દેખાય માટે આખા દિવસ સુધી (૧૯) રાજા રાજામાં મોટી લડાઇ થાય તેની થાય ત્યાં સુધી તે ગામમાં (૨૦) ઉપાશ્રયમાં પચેંદ્રિ આદિ ઔદારિક શરીરનો કલેવર પડયો હોય તેની હોય ત્યાં

સુધી ( આ વીશ અસઝ્ઝાનાં નામ ઠાણાયંગનાં દશમે ઠાણે કહ્યા છે (૨૧) કારતક શુદ ૧૫ (અને) (૨૨) પડવાની (૨૩) ચૈત્ર શુદ ૧૫ (અને) (૨૪) પડવાની (૨૫) અશાડ શુદ ૧૫ (અને) (૨૬) પડવાની ૨૭ ભાદરવા શુદ ૧૫ (અને) (૨૮) પડવાની (૨૯) પ્રભાતની બેઘડી તે સુરજ ઉગી સઝ્ઝાથી નીરમળો થાય ત્યાં સુધી (૩૦) મધ્યાન્હની એક આગળની અને એક પાછલની મળી બે ઘડી સુધી (૩૧) સંધ્યા સમયની (અને) (૩૨) મધ્ય રાત્રીની બબે ઘડી સુધી ( આ બાર અસઝ્ઝાયનાં નામ ઠાણાંયંગના ચોથે ઠાણે છે )

ઉપર કહેલી અસઝ્ઝાય સિવાય લૌકિક પક્ષે જે નંદનિક ગણાય અને પ્રમાત્માનાં ભાષિત કલ્પમાં દોષ લાગે એમ જણાય તો તેટલો વખત પણ અસઝ્ઝાયમાં ગણવો એ શ્રેયકર છે.

## બત્રીશ જોગ—યોગના બત્રીશ પ્રકાર.

( મન, વચન, અને કાયાના શુભ ભલા યોગ વ્યાપાર લેવા-ગ્રહણ કરવા લાયક છે તે કહે છે. ) ૧ શિષ્યે ગુરૂ સમીપે પોતાના અવગુણની આલોયણા લેવી, ૨ ગુરૂએ તે કોઇ આગળ કહેવું નહિ, ૩ ગમે તેવી આપદા-પીડા આવી પડે તોપણ દઢ ધર્મ છોડવો નહિ, ૪ આ લોક તેમજ પરલોકના ફળની નિશ્રા--વાંચ્છનારહિત તપ કરવો, ૫ ગુરૂની શીખામણ માનવી, આસેવન અને ગ્રહણ શિક્ષાને

સેવવી, ૬ શરીરની સુશ્રુષા--વિભુષા કે મમતા ન કરવી, ૭ તપ કરેલ હોય પણ ગોચરી જણાવવી નહિ, ૮ લોભ કરવો નહિ; ૯ પરિસહ ખમવા, ૧૦ સરલ ભાવ--ચિત્ત રાખવો, ૧૧ સત્યે અને સંયમે પવિત્રપણાથી રહેવું, ૧૨ અતિચાર રહિત શુદ્ધ સમકિત આરાધવું, ૧૩ ચિત્ત--મન સ્વસ્થપણે રાખવું, ૧૪ માયા રહિત રહી આચારવંત થવું, ૧૫ વિનયવંત થવું, ૧૬ ધૈર્ય—ધિરજવંત થવું, ૧૭ સંવેગવંત થવું ૧૮ માયા કપટ રહિતપણાથી પ્રવર્તવું ૧૯ ભલી--સારી ક્રિયા સહિત પ્રવર્તવું ૨૦ હમેશા સંવર સહિત પ્રવર્તવું, ૨૧ પોતાના અવગુણો હોય તે ટાળવા, ૨૨ સકળ વિષય વિરકત થઇ સર્વ કામભોગથી નિવર્તવું, ૨૩ મુળગુણ પચ્ચખાણવંત રહી હમેશાં ઉ-તર ગુણ પચખાણ કરવાં, ૨૪ દ્રવ્યથી કાયાનો અને ભાવથી કક્ષાયાદિકનો ત્યાગ કરી કાયોત્સર્ગ કરવો, ૨૫ પ્રમાદ ટાળવો, ૨૬ અવસર ઉપર ન્યાય પક્ષે બોલવું, ૨૭ ધર્મધ્યાન કરવું, ૨૮ સંવરાદિક શુભ યોગથી પ્રવર્તાવવા, ૨૯ મરણાંતે ગમે તેવા ઉપસર્ગ ઉદય આવે તોપણ ખમવા. ૩૦ જે રસ્તેથી કર્મનું આવરણ થાય તેવા રસ્તાના સંગના પચખાણ કરવા, ૩૧ પ્રાયશ્ચિતની વિશુદ્ધિ કરવા માટે તપ કરવા, (અને) ૩૨ જાવજીવ સુધી જ્ઞાનાદિકને આરાધવું, તથા મરણકાળે આરાધના કરવી. ( સંથારો કરવાદિકની )

## આશાતનાના તેત્રિશ પ્રકાર.

( શિષ્યને કેવી રીતે કરવાથી આસાતના લાગે તે કહે છે ) ૧ ગુરૂની આગળ ચાલવાથી, ૨ ગુરૂની બરોબર ચાલવાથી, ૩ ગુરૂની પૂંઠે પણ અડેલીને ચાલવાથી, એવીજ રીતે ત્રણ ઉભા રહેવાની અને ત્રણ બેસવાની મળીને ૯ થાય; ૧૦ ગુરૂ સંઘાતે ઠંડીલે ગયા પછી ગુરૂની પેહેલાં આચમન લેવાથી, ૧૧ ગુરૂ સંઘાતે બહિયા વિહારભુમીયા સઝાય કરવાની ભૂમિકાએ ગયા બાદ ગુરૂ પેહેલાં પોતાને બેસવાની ભૂમિકા સારી જોઇ ગુરૂ પેહેલાં આલોકિ તથા અવલોકે ગમણાગમણે આલોવવાથી તેમજ ગુરૂ સંઘાતે ઠંડીલે જઈ આવ્યા બાદ ગુરૂ પેહેલાં ઇરિયાવહિ પડિકમવાથી, ૧૨ ગુરૂને કોઇ પ્રશ્નાદિક પૂછે તેનો ઉત્તર ગુરૂના પેહેલાં વળી તેમની આજ્ઞા વિના આપવાથી તેમજ ગુર્વાદિકે બોલાવવા લાયક ગ્રહસ્થને પોતે પહેલાં બોલાવવાથી, ૧૩ દિવસ અને રાત્રિને વિષે ગુર્વાદિકે બોલાવ્યા છતાં પોતે સાંભળેલ હોય પણ અણ સાંભળ્યું કરવાથી, ૧૪ આહાર પાણિ વ્હોરી લાવ્યા પછી અગ્ર સાધુ શિવાયના બીજા હરકોઈ સાધુ આગળ લઇ જઈ આલોઇને પછી ગુર્વાદિક આગળે લાવીને આલોવવાથી, ૧૫ વ્હોરી લાવેલ આહાર પાણી પ્રથમ અગ્ર સાધુ શિવાયના બીજા હરકોઈ સાધુને બતાવી પછી ગુર્વાદિકને બતાવવાથી, ૧૬ આહાર પાણિ વખતે અગ્ર સાધુ સિવાયના બીજા

સાધુને આમંત્રણ કીધા બાદ ગુર્વાદિકને આમંત્રણ કરવાથી, ૧૭ ગુરૂને પુછ્યા વિના કે તેમની આજ્ઞા સિવાય પોતાની મરજીમાં આવે તે બીજા શિષ્યાદિક નાના સાધુને મન માનતો આહાર આપવાથી, ૧૮ ગુરૂ સંઘાતે ભેગા આહાર પાણી કરવા બેઠા છતાં " ખધં, ડાગં, ઉસન્નં, રસિયં, માણુન્નં, મણામં, નિદ્ધં, (અને) લુખ્ખં, " એમ સારાં સારાં આહાર પાણી ઉતાવળથી ખાઇ જવાથી; ૧૯ ગુરૂએ બોલાવ્યાથી સાંભળ્યાં છતાં ગફ્લતમાં રહી ન બોલવાથી, ૨૦ ગુરૂએ બોલાવ્યાથી સાંભળ્યાં છતાં પોતાને આસને બેસી રહેવાથી, ૨૧ ગુરૂ બોલાવે ત્યારે પોતે ભારે માન કરી આસને બેસી રહીને શું કહોછો, ? શું કહોછો ? એમ કરડાકીથી કહેવાથી, ૨૨ ગુરૂજી કાંઇ કામ બતાવે તો તેમને પોતાને તે કામ કરવાનું કહી સામે તોછડા-હુંકારાના શબ્દ બોલવાથી, ૨૩ ગુરૂ સામે આકરે-ઉતાવળે અથવા કોહ્યા ગહ્યા શબ્દે બોલવાથી, ૨૪ જે મુજને કામ સોંપોછો તે તમેજ કરો તો તમોને લાભ થાસ્યે ! એમ તિરસ્કાર ભરેલા વચને બોલવાથી, ૨૫ ગુરૂની શિખામણ સાંભળી વચમાં કહે જે શું એમજ છે ? એમ કેહેવાથી, ૨૬ ગુરૂને ધર્મકથા કેહેવામાં કાંઇક બોલ સંભારવો પડે તો તે વખતે સ્વામિ ! નથી સાંભળતો ? શું ભૂલી ગયા ? એમ કેહેવાથી, ૨૭ ગુરૂ કેહેતા હોય તે ધર્મ કથા રૂડા-સારા મને કરી ન સાંભળવાથી, ૨૮ ગુરૂ પ્રખદામાં ધર્મકથા

કહેતા હોય ત્યાં આવી ઉઠો ! ઉઠો ! આહારાદિ-
કની ઘણી વેળા થઇ ગઇ છે ! એમ કેહેવાથી, ૨૯
ગુરૂની ધર્મકથાને આછાદિતા એટલે નિભ્રંછિં વચમાં
ભિંસાડોહોલ કરવાથી, ૩૦ જે પ્રખદાને ગુરૂ ધર્મ-
કથા કહેતા હોય, અને તે પરખદા ઉઠી ન હોય
તેને પોતે ધર્મકથા વચ્ચે કેહેવાથી ૩૧ ગુર્વાદિકનો
સેજાસંથારો પગે કરીને ચંપાણો પોનાના જાણવામાં
આવ્યા છતાં તેના માટે હાથ જોડીને ન ખમાવવાથી,
૩૨ ગુરૂના સેજયાસંથારે પોતે ઉભા રહેવાથી, બેસ-
વાથી, અને સુઇ રહેવાથી, (અને) ૩૩ ગુરૂથી ઉંચા
અથવા બરોબર આસને પોતે ઉભા રહેવાથી, બે-
સવાથી અને સુઇ રેહેવાથી, ( આ તેત્રીશ આસા-
તના શિષ્યે ટાળવાની તે દશાસ્રુતસ્કંધે સમવાયંગ
સુત્રમધ્યે છે. )

## ચોત્રિશ અતિશયનાં નામ.

( કેવા કેવા સદ્ગુણ છે તે કહે છે ) ૧ નખ કે
કેશ અશોભતા વધે નહિ, ૨ બિલકુલ રોગરહિતછે
તેમજ શરીરે કોઇ પણ પ્રકારનો લેપ લાગે નહિ, ૩
લોહી અને માંસ ગાયના દુધ સરખા ઉજળા છે, ૪
શ્વાસોશ્વાસ પદ્મકમળના જેવા સુગંધી છે, ૫ આ-
હારનિહાર કરતાં ચર્મચક્ષુથી કોઇ દેખે નહિ, ૬
આકાશમાં ધર્મચક્ર ચાલે, ૭ આકાશમાં છત્ર ધરાય,
૮ આકાશમાં શ્વેત ઉજવળ ચામર વીંઝાય, ૯ આ-
કાશમાં નિર્મળ સ્ફાટિક રત્નમય સિંહાસન ઉત્પન
થએલું ચાલે, ૧૦ મુખ આગળે નાની હજારો ધ્વ-

જાઓ સહિત મહેંદ્રધ્વજ ચાલે, ૧૧ જ્યાં બેસે અને ઉભા રહે ત્યાં ફળાદિસહિત પોતાથકી :બારગણો ઉંચો અશોકવૃક્ષ ઉત્પન થાય: ૧૨ મસ્તકમાં અંબોડાને ઠેકાણે ભામંડળમાંથી તેજના કિરણોનીકળી દશે દિશાના અંધકારને ટાળે, ( વિચરે ત્યાં શું શું થાય તે કહે છે ) ૧૩ ખાડા-ટેકરા રહિતની ધરતી થઈ તેનું તળીયું સરખું થાય, ૧૪ કાંટા ઉંધે મસ્તકે થઇ જાય એટલે કાંટા અવળા થાય, ૧૫ શીત ઉષ્ણાદિક નિયમિત થઇ સુખાકારી થાય, ૧૬ શીતળ સુગંધી પવન જોજન પ્રમાણે થઇ સઘળી જમીન તદન સાફ-સ્વચ્છ થાય, ( સમોસરણમાં શું શું થાય તે કહે છે ) ૧૭ કોઇપણ પ્રકારની રજ કેરેત ઉડે નહિ, ૧૮ જાણુજળ અને સ્થલથી ઉત્પન્ન થયેલા હોય એવા અચેત સુગંધી પુષ્પના ઢીંચણ પુર ઢગલા થાય, ૧૯ અમનોજ્ઞ એટલે મનને નહિ ગમે એવા શબ્દ, રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ મટી જાય (અને) ૨૦ મનોજ્ઞ એટલે મનને ગમે એવા શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્ષ પ્રગટ થાય, ૨૧ એક જોજન સુધી વાણી સંભળાય, ૨૨ અર્ધમાગધી ભાષાથી ધર્મ દેશના આપે, ૨૩ દેશના આપવાની ભાષાથી, આર્ય, અનાર્ય, દુપદ, ચૌપદ, પશુ, પંખી વીગેરે સૌસૌની ભાષામાં સમજી શકે, ૨૪ ગમે તે જાતના વૈરી પ્રાણિને પણ તે દેશના સાંભળતાં કોઈ ઉપર વૈર ભાવ ઉત્પન્ન થાય નહિ પણ તે પ્રસન્ન થઇને સાંભળે, ૨૫ અન્ય દર્શી દેશના સાંભળવા આવેલો હોય તો તેપણ વંદના કરે,૨૬ અન્ય દર્શી

કદાચ વાદ વિવાદના કારણથી ત્યાં આવ્યો હોય તો તે વાદ વિવાદનું કારણ ભૂલી જાય છે, ૨૭ ત્યાંથી ફરતાં પચિસ પચિસ જોજન સુધી ચારે દીશામાં ઇતિ એટલે કોઇ પણ જાતની બીક રહેતી નથી, ( ઇતિ એટલે શું તે કહે છે ) ૨૮ કોઈ પણ જાતની મરકી, ૨૯ સ્વચક્રનો ભય, ૩૦ પરચક્રમનો ભય, ૩૧ અતિવૃષ્ટિ, ૩૨ અનાવૃષ્ટિ, ૩૩ દુર્ભિક્ષદુઃકાળ, (અને) ૩૪ નવા રોગની ઉત્પતિ ( જુના રોગ મટી જાય છે.)

## પાંત્રિસ પ્રકારની વાણી

( કેવાવચન બોલેતે કહે છે )

૧ શંકારહીત બોલે, ૨ ઊંચેસ્વરે બોલે. ૩ તોછડું વચન ન બોલે, ૪ ગંભીર ઉંડાસ્વરે બોલે, ૫ બોલતાં ધ્વનિ પડછંદા પડે. ૬ સરસ વચનથી બોલે, ૭ રાગ રહિત ભાષા બોલે, ૮ થોડા સુત્રમાં ઘણો અર્થ સમાય એવી રીતે બોલે, ૯ પુર્વા પરના વચનનો વિરોધ થાય નહિ તેમ બોલે ૧૦ વચનના સંદેહ ટાળીને જુદા જુદા અર્થ થાય તેમ બોલે, ૧૧ સાભળનારને સંદેહ ઉપજે નહિ એવી રીતે બોલે, ૧૨ અન્યદર્શી વચને દૂષણ દઇ પરાભવી શકે નહીં તેમ બોલે, ૧૩ સાંભળનારનું મનહરે અને તેનું ચિત્ત બીજે ઠેકાણે નજાય એવીરીતે બોલે, ૧૪ દેશ કાલને ઊચિત્ત અને યોગ્ય લાગે એવીરીતે બોલે, ૧૫ અતિવિસ્તાર કરીને અણમિલતું થાય એમનબોલે, ૧૬ જીવાદિક વસ્તુ તથા પદાર્થનો વિચાર કરીને મિલતાં મિલતાં વચન બોલે, ૧૭ આગળના પદ યાને શબ્દની પાછલના

પદ યાને શબ્દ સાક્ષિ રૂપથાય એવીરીતે બોલે, ૧૮ જેમ નાના બાલકને વાર્તા કહેવાથી તે જલદીથી સમજીજાય તેમ શ્રુતજનો સમજે એવીરીતે બોલે ૧૯ અતિસરસ અને મધુરી ભાષાથી બોલે, ૨૦ ઉપદેશ આપતાં કોઇના મર્મનો પ્રકાશ નથાયતેમ બોલે, ૨૧ ધર્મસહિત વચન સદહનારને થાય એવીરીતે બોલે, ૨૨ જેકાંઇ પ્રકાશકરે તે ખુલાસાથી સાંભળનારના મનને ઠસીજાય એમ અતિ વિસ્તારથી બોલે, ૨૩ સ્વસ્તુતિ કરાવવા માટે પરની નિંદા થાય એવાં વચન નબોલે, ૨૪ શ્લાઘા પ્રમાણે મધ્યસ્ત રીતેબોલે ૨૫ વ્યાકરણનો દોષ ટાલીને એટલે પુરૂષ સ્ત્રી અને નપુસક લિંગનું શુદ્ધ વચન બોલે, ૨૬ વાણી સાં-ભળનાર મનમાં ચકિતથાય ( ચમતકાર પામે ) એવીરીતે બોલે, ૨૭ વ્યાખાન અતિઉતાવળું તેમજ ધીમાશથી નહીં પણ સઘળાને સરખીરીતે સંભળાય તેવી રીતે બોલે, ૨૮ વાણી સાંભળનાર રોગાદીક દૂષણ રહીત થાય એમ બોલે, ૨૯ કોઇપણ જાતનાં ભરમ વિના ભાષા બોલે, ૩૦ જેપદાર્થનું વર્ણનકરે તે શબ્દનું ખરેખરૂ સ્વરૂપ સમજાય એવીરીતે બોલે, ૩૧ વચન કહેતાં તેની પરિક્ષા કરીને બોલે, ૩૨ જુદા જુદા પદના અર્થના સંદેહ ટાલીને બોલે, ૩૩ હમેશ સત્ય વચન સહિત બોલે, ૩૪ ધર્મકથન કહેતાં શ્રમ ન પામતાં અતિઉલ્હાસ સહિત બોલે, (અને) ૩૫ જીવાદિક વસ્તુનો પ્રકાશ કરતાં અતિછિન્ન ( સમજી શકાય તેવાં ) વચનથી બોલે.

શ્રી આચાર્યજીના છત્રિસ ગુણના નામ—( કઇ કઇ જાતના ગુણથી તેઓ વિભૂષિત છે તે કહેછે.) ૧ આર્ય દેશમાં ઉત્પતિ ૨ સંપુર્ણ સ્વપક્ષી એટલે જેને પોતાનું પક્ષ યા કુળ પુરેપુરૂં છે. ૩ જાઇ કહેતા માતૃપક્ષ પુરેપુરૂ છે ૪ રૂપવંત ૫ દ્રઢસંઘેણા સહિત ૬ ધૈર્યવંત ૭ કોઇપણ વસ્તુની તૃષ્ણા થાયજ નહિં ૮ કોઇએ કેવા કારણથી પ્રાયશ્ચિત લીધેલ છે તે પોતે જાણતાં છતાં પણ મર્મ પ્રકાશે નહિ ૯ કપટ રહિત ૧૦ ભણેલું યા ધારેલું કદી પણ વિસ્મૃત થાયજ નહિ ૧૧ આદેય વચન સર્વને ગમતાં થઇ પડે એવું બોલવાવાળા ૧૨ સકળ પરિગ્રહ સહનશીલ ૧૩ કાયરપણું દુર કરી જેણે નિંદ્રાને જીતેલી છે ૧૪ પક્ષપાત રહિત ૧૫ દેશકાળ ભાવના જાણ ૧૬ ઉત્પાત તિક્ષણ બુદ્ધિવંત ૧૭ અનેક દેશની ભાષાના જાણ ૧૮ (પાંચ આચારે યુક્ત છે તેનાં નામ) જ્ઞાન ૧૯ દર્શન ૨૦ ચારિત્ર ૨૧ તપ ૨૨ વીરજ ( એ પાંચ આચાર પોતે પાળે અને બીજા પાસે પળાવે ) ૨૩ સુત્ર ૨૪ અર્થ (અને) ૨૫ તદુભય (એનાજાણ) ૨૬ કોઇપણ જાતની વાતચીતના મૂળના જાણ ૨૭ (વળી તેના) હેતુ (અને તેના) ૨૮ કારણ (તથા) ૨૯ નય (તેના વિષે નીપુણતા ધરાવનાર ૩૦ દરેક કાર્યમાં ગ્રહણ કરવા કુશળ એટલે થોડામાંથી સઘળું સમજવાની શક્તી ધારણ કરનાર ૩૧ સ્વ અને પર સમયના જાણ ૩૨ તોછડાઇ રહીત ગંભીર ૩૩ તેજસ્વી દેદિપ્યમાન ૩૪ રોગરહીત ૩૫ સીતળ સ્વભાવવાળા ૩૬ પ્રવચન યથાયોગ્ય પરૂપનારા.

---

## બીઆશી બોલ.

૨૫ પચીશ પ્રકારનું મિથ્યાત્વ તે

૧૨ અવ્રતનાં બાર પ્રકાર નીચે મુજબ.

પંચ મહાવ્રતનાં ૫, પંચ ઇંદ્રિઓનાં વિષયનાં ૫, રાત્રી ભોજનનો ૧, અને મનનો ૧, એમ કુલ મલી બાર.

૫ પ્રમાદનાં પાંચ પ્રકાર નીચે મુજબ ૧ મદ, ૨ વિષય, ૩ કક્ષાય, ૪ નિદ્રા, ૫ વિકથા,

૨૫ કક્ષાયનાં

૪ અનુતાબંધી ક્રોધ, માન, માયા, લોભ,
૪ અપ્રત્યાખ્યાની, ક્રોધ, માન, માયા, લોભ,
૪ પચ્ચખાણવરણીય ક્રોધ, માન, માયા, લોભ
૪ સંજવળનો ક્રોધ, માન, માયા, લોભ

૯ નોકક્ષાયનાં કહે છે.

૧ હાસ્ય, ૨ રતી, ૩ અરતી, ૪ ભય, ૫ શોક, ૬ દુગછા, ૭ સ્રી વેદ, ૮ પુરૂષવેદ, ૯ નપુસક વેદ,

---

૨૫,

૧૫ અશુભ જોગનાં પનર પ્રકાર નીચે મુજબ
૪ મનના ચાર જોગ સત્ય, અસત્ય, મિશ્ર, વ્યવહાર
૪ વચનનાં ચાર જોગ સત્ય, અસત્ય, મિશ્ર, વ્યવહાર

